महाकवि श्रीभवभूतिप्रणीत.

# मलती माधव.

प्रकरण.

તેનું ગુજરાતીમાં ભાષાન્તર,

મહાપંડિત જગદ્ધરની ટીકાને આધારે રચેલા

ટિપ્પણસમેત.

રચનાર.


દ્વિવેદી મણિલાલ નભુભાઈ.

નડીયાદ.



પ્રસિદ્ધ કરનાર.

માધવલાલ નભુભાઇ દ્વિવેદી.

બીજી આવૃત્તિ પ્રત ૧૦૦૦.

અમદાવાદ.

શ્રી 'રામકૃષ્ણ' પ્રીન્ટીંગ પ્રેસમાં શા. મગનલાલ હરીવલ્લ-
વદાસે છાપ્યું. પાંચકુવા નવાદરવાજા.

ઈ. સ. ૧૯૧૨ સં. ૧૯૬૮

મૂલ્ય રૂ. ૧-૮-૦

# પ્રસ્તાવના.

શૃંગારરસને પુરાતન કાલના કવિઓએ "રસરાજ" કહ્યોછે, ને તે યોગ્ય છે. યુદ્ધ, વ્યાપાર, ઇત્યાદિક જે જે કાર્ય મનુષ્યનું મન આદરી બેસે છે, તેનો હેતુ તપાસી જોતાં સ્પષ્ટ જણાશે કે, માણસના અંતઃકરણમાં સર્વથી પ્રબલ ઇચ્છા પોતાના નાના કુટુંબને પોતાની આશપાશ લેઇ, પોતાની પ્રિયાનો મીઠો સમાગમ ભોગવવાની હોયછે. દીર્ઘકાલપર્યંત વિદેશ વેઠનારનું મન પણ પોતાની શાંત ઝુંપડીતરફ નિરંતર ખેંચાય છે; યુદ્ધમાં ને યુદ્ધમાં ખપી જતા કઠણ હૃદયના યોદ્ધાના ગાલ પણ પોતાના ઘરમાંની લઘુસૃષ્ટિનું સ્મરણ કરતા આંસુથી ભીંજાય છે. આમ મનુષ્યના સર્વ પ્રયત્નનું મધ્યબિંદુ પોતાનું ઘર છે. આ ઘર શી રીતે શણગારાય? એ ઘર શી રીતે વ્હાલું લાગે? એ ઘર શા માટે આવી જાદુ જેવી અસર કરે? અર્ધાંગનાથી. સ્ત્રીવિના પુરૂષનું જીવતર અરધુંજ છે એમ ઇશ્વરની સંકલના હોય એવું ભાસે છે. કઠોરતા, ક્રૂરતા, આદિ વિષમગુણમય પુરૂષને દીપાવનાર, મૃદુતા, મધુરતા, લાલિત્ય આદિ કોમલ; ગુણમય સ્ત્રી ઇશ્વરે નીપજાવેલી છે. આવા પોતાના અંગને પરિપૂર્ણ કરનાર વિભાગને પ્રાપ્ત કરી, તેની સાથે આનંદિ વિહારમાં કાલનું ગમન કરવાને પ્રત્યેક જણ પ્રયત્ન કરેજ. જે સુંદર છબી પોતાની કાંતિથી, પોતાની ચતુરાઇથી, પોતાની વિદ્યાથી, પોતાની મધુરતાથી, મનનું હરણ કરી લે છે, અને ભવિષ્યકાલમાં સર્વ શુભની સાધન થઇ પડે એમ લાગે છે, તેની પાછળ સંસારી જનો પોતાનો જીવ કુરબાન કરવાને પણ તત્પર થાય છે—તેમાંજ લીન થઇ જાય છે—સર્વદા તેનેજ દેખે છે. બીજા તમામ રસની, એક રીતે જોતાં, ઉત્પત્તિ શૃંગારમાંથીજ છે. સર્વરસનું મધ્યબિંદુ રસરાજ છે એમ સર્વદા મનાયલું છે. આવા રસરાજનાં કેટલાંક અમૂલ્ય રત્ન ભવભૂતિના કાવ્યસાગરમાંથી ભેગાં કરી વાંચનાર

રસિક જનો શુદ્ધ શૃંગારની તુલના કરે, એ મારો પ્રથમ હેતુ, આ ભાષાન્તર રચવામાં, છે.

પ્રેમ વિવિધ પ્રકારના છેઃ ઈશ્વરપ્રતિ, દેશપ્રતિ, પિતાપ્રતિ, પત્નિપ્રતિ, મિત્રપ્રતિ, વગેરે. તેમાંના છેલા બે પ્રેમનું તાદૃશ ચિત્ર આ નાટકમાં પાડેલું છે. પ્રેમાસક્તિમાં ડુબેલાં મનુષ્યો કેવાં સુખ અનુભવે છે, તેનું શૃંગારમય વર્ણન આપતાં પતિ-પત્નિના ધર્મ યથાર્થ દર્શાવ્યા છેઃ—

શાલિની.

પ્યારી વસ્તુ, મિત્ર, બંધુ, બધાંએ,
સર્વે ઇચ્છા, ગર્થ, ને જીવ સર્વે,
સ્ત્રીને ભર્તા, સ્ત્રી ધણીને ગણી છે,
એવું નિત્યે જાણજો બાલ બન્ને.

આ નાટકના પ્રેમની કલ્પના અતિ ઉચ્ચવર્ગની છે. વિદ્વાન્ ડાક્તર વિલ્સનનો અભિપ્રાય છે કે "ઇંગ્રેજ લોકોએ હિંદુઓના પ્રેમની જે અવગણના કરેલી છે, તેને આ નાટકમાં વર્ણવેલો પ્રેમ રદ કરે છે." વળી મિત્રનો અન્યોન્ય પ્રેમ વર્ણવ્યામાં પણ કંઈ બાકી રાખી નથી; તેમજ સર્વે પાત્રોમાં જે અન્યોન્ય પ્રેમ જણાવ્યો છે તે ઘણા ઉત્તમ પ્રકારનો છે. આવા ઉત્કૃષ્ટ પ્રેમનાં બયાન વાંચનારની સેવામાં રજુ કરવાનો મારો બીજો હેતુ છે.

ભરતખંડિ આર્યોનું મન કવિતા ઉપર અસલથીજ મચેલું છે. ભરતખંડ જેવા ફલદ્રૂપ દેશમાં અવકાશ વધારે મળતો, અને દેશી રાજ્ય સ્થાયિ હોવાથી તે અવકાશ નિર્વિઘ્ન રેહેતો. આવા અવકાશના પ્રસંગમાં ભરતખંડની આકર્ષક વિશ્વચમત્કૃતિ તેમના મનઉપર ભવ્ય અસર કરે તેમાં શી નવાઇ! હિમાલય જેવા પર્વતનાં, વાદળાંથી વિંટાયલાં, નાનારંગથી ચિત્રિત, હિમમય શિખર,—લીલોતરીની વચમાં નાના મોટા તરંગથી તોરમાં ઉછળતી નદીઓ,—તેમાં પ્રતિબિમ્બિત સુવર્ણ જેવું પીળું, ભુરૂં કે નાના રંગથી વિચિત્ર આકાશ,—લીલોતરીથી છવાયલી ટેકરીઓ,—અરૂણોદય તથા પ્રદોષ સમયની શાન્તિ

અને ગરબડ,–વિશ્વચમત્કૃતિમાં સાફ જણાતા ઋતુના ફેરફાર,–એ બધું આર્ય જનોના મનને કવિતાના ભવ્ય વિષય સુચવી ઇશ્વરના સત્તાનું પળે પળે ભાન કરાવતું. કવિતા આમ અસલથી જ ભરતખંડમાં વાસો વસેલી છે. કવિ ! ‘જ્યાં ન પ્હોચે રવિ ત્યાં પ્હોચે કવિ’ એ અક્ષરશઃ સત્ય છે. કવિતા વિશેષે કરીને અનુકૃતિ કરવાની કલા છે. ચિતારો બાહ્યાકૃતિનું તાદૃશ ચિત્ર પાડે છે; શલાટ મૂર્ત્તિમાન પ્રતિમા બનાવે છે; પણ કવિ મનોવૃત્તિનું પૂતળું મન આગળ ખડું કરી મનને સાનંદાશ્ચર્યમાં મગ્ન કરે છે, બા હ્યવિશ્વનાં આકર્ષણો સાથે બાથ ભીડી પોતાનું પ્રભુત્વ સ્થાપવા પ્રયત્ન કરતા મનનો ગભરાટ યથાર્થ ચિતરે છે. નીતિના ઘણા વાદ-વિવાદ લખાયલા છે, પણ તે સાધારણ બુદ્ધિના જનોને અગમ્ય હોવાથી સદ્ગુણનો વિજય અને દુર્ગુણનો પરાભવ ચિતરવાનું કામ પણ કવિનુંજ છે. બીજી તરફથી તપાસતાં કવિતાનો વિષય આથી પણ ઉત્કૃષ્ટ છે જે વસ્તુનું જ્ઞાન માણસની બુદ્ધિને અગમ્ય છે, તેવી વસ્તુનું જ્ઞાન પણ કવિતાને થાય છે સૂર્યના પ્રકાશથી અભેદ્ય ગાઢ તિમિરથી પરિપૂર્ણ, પર્વતની ગુફાઓ,–નાનારંગથી વિચિત્ર આકાશની ઘટા,–ભૂમિના અતિ અસ્પષ્ટ અને ગહન પ્રદેશ, માણસના અંતઃકરણની વાંકી ચુકી અને અંધારી વા ઉજળી ગલીચીઓ,–એ બધાં કવિતાને અગમ્ય નથી. કવિતા ખાલી હવામાં જીવ મુકે છે, મુવા માણસને જીવતુ કરે છઃ–પ્રખ્યાત ઇંગ્રેજી કવિ શેકસપીયર પણ કેહે છે કેઃ—

> “The poet's eye in a fine frenzy rolling,
> “Doth glance from heaven to earth, from earth
> (to heaven,
> “And, as imagination bodies forth
> “The forms of things unknown, the poet's pen
> “Turns them to shapes, and gives to airy nothing
> “A local habitation and a name.”

—*Mid Summer Night's Dream. Act V., Sc. I.*, 12-17

કવિની આંખ કવિતાના ઘેનમાં ને ઘેનમાં પૃથ્વીપરથી આકા-

શતરફ અને આકાશપરથી પૃથ્વીતરફ ભમ્યા કરે છે. જેમ જેમ કવિની કલ્પના અજાણી વસ્તુઓના ઘાટ ઘડે છે, તેમ તેમ એની કલમ તે સર્વને સાકાર બનાવે છે; અને ખાલી હવામાં પણ અલૌકિક સ્થલ ઉપજાવી લે છે. કવિતાની આવી શક્તિને લીધે તે એક દૈવી ગાયન છે એમ પુરાતન કાલથી સર્વ માનતા આવ્યા છે.

કવિતાનું એવું રૂપ સિદ્ધ કરતી કાલિદાસાદિકની કવિતામાં ઉમેરો કરવાને, ભવભૂતિની રસાલ કવિતા, વાંચનાર સુજ્ઞ જનોની સેવામાં રજુ કરવાનો મારો તૃતીય હેતુ છે.

પ્રખ્યાત અને રસિક કવિની કવિતા અને કલ્પનાના ગુણ મારી નબળી કલમ ક્યાં સુધી ગણાવી શકે? તેવા ગુણ વાંચનારને સ્હેલાઇથી જણાઇ આવે એટલા સારૂં આખા નાટકઉપર ટીકા આપવી દુરસ્ત ધારી છે. મહાપંડિત જગદ્ધરે માલતીમાધવઉપર અમૂલ્ય ટીકા રચેલી છે. આ ભાષાન્તરમાં જે ટિપ્પણ છે તે પ્રાયશઃ એ ટીકાને આધારે ઘડેલું છે. અસલ સંસ્કૃત ગ્રંથનાં ભાષાજ ઘણાં અઘરી છે એટલે લાચાર કે ગુજરાતીમાં યથેચ્છ સરલ લખાણ થયું નથી. તોપણ ટિપ્પણઉપરથી અર્થ સાફ થઇ જશે એમ આશા છે.

પદ્ય ભાગનું ભાષાન્તર બનતા સુધી—સમશ્લોકી—સરખા વૃત્તમાંજ કર્યું છે. પરંતુ ગુજરાતી ભાષાની શૈલીને અનનુકૂલ પડે એવા નર્દટક, પ્રહર્ષણીય, પુષ્પિતાગ્રા, મંજુભાષિણી, પૃથ્વી, આદિ છંદો વારંવાર બદલ્યા છે. સંસ્કૃત ભાષાની મોટી ખુબી એવી છે કે પ્રૌઢ અને વિશાલ અર્થ થોડા શબ્દોથી દર્શાવી શકાય છે; ગુજરાતીમાં આ પ્રમાણે બનતું નથી. સંસ્કૃત ભાષામાં આ શક્તિ માત્ર સમાસને લીધેજ પ્રાપ્ત થયેલી છે. અટલાસારૂં ગુજરાતી ભાષામાં વપરાતા તત્પુરૂષાદિક સાધારણ સમાસ ભાષાન્તર કરતાં વાપર્યા છે. વળી સંસ્કૃત શ્લોકની એક બીજી આંટી એવી હોયછે કે, જે કેહેવાનુ હોય, વિશેષ્ય,—તેનાં વિશેષણરૂપ શબ્દ કે વાક્ય ઘણાં હોય છે. આવી રીતની શૈલી ગુજરાતી વાંચનારને અપરિચિત હોવાથી, ભાષાન્તરમાં

એમ નિયમ રાખ્યો છે કે પ્રથમ બધાં વિશેષણ ગણાવ્યા પછી છેલીવારે વિશેષ્ય કહી દેવું. જેમકે,

> સ્થિર,–વિકસિત,–ઊંચી થાય છે ભ્રૂલતા જ્યાં,–
> પ્રીતિમય,–જરિ ઝીણી,–કોણુ-વિસ્તાર છે જ્યાં,–
> મુજ નયન મળેથી ખાય સંકોચ માત્ર,–
> વિધિવિધિની, થયો હું, દૃષ્ટિયો કેરૂં પાત્ર.

શ્લોકના ભાષાન્તરમાં, આટલા સારૂં, જે ચિન્હ મુકવામાં આવ્યાં છે તે, અર્થાનુસાર છે, યતિને ઠામે નથી. આ પ્રમાણે વિચાર કરીને વાંચતાં બધું ભાષાન્તર સહજ સમજાશે એમ મારી ધારણાછે.

આ ભાષાન્તર અક્ષરે અક્ષર મૂળ પ્રમાણેજ છે એમ કેહેવાની હું હીંમત ધરતો નથી; પણ બનતા સુધી કવિનો ભાવાર્થ ન નાશ પામે તેવી રીતે ભાષાન્તર કરવાનો પ્રયત્ન કર્યો છે. ભાષાન્તરમાં કંઇ દોષ હોય તે દુધ ગ્રહણ કરી પાણી તજી દેવાની હુસપ્રકૃતિવાળા સજ્જનોએ માફ કરવા.

આ ભાષાન્તરમાં પ્રુફ વગેરે તપાસવામાં મારા મિત્ર પંડ્યા છગનલાલ હરિલાલે મને અમૂલ્ય સાહાય કરેલી માટે તેમનો હું આભાર માનું છું.

લિ૦ ભાષાન્તર કર્ત્તા.

# માલતીમાધવ.

આ ઠેકાણે માલતીમાધવ પ્રકરણનો ટુંકો વૃત્તાન્ત અયોગ્ય લાગશે નહિં:—

અંક ૧-૨. બૌદ્ધમતની ઘરડી આરજા કામન્દકી તથા તેની શિષ્ય સૌદામિની, તેમજ પ્રધાન ભૂરિવસુ અને મંત્રી દેવરાત, એ બધાં વિદ્યાભ્યાસને માટે ભેગાં રહેતાં હતાં; ત્યાં ભૂરિવસુ અને દેવરાતે એવી પ્રતિજ્ઞા કરી હતી કે આપણે જે છોકરાં થાય તેમને પરણાવવાં. કાલાન્તરે ભૂરિવસુને માલતી અને દેવરાતને માધવ એવાં છોકરાં થયાં. હવે ભૂરિવસુ જે રાજાનો પ્રધાન હતો તે રાજાએ પોતાના નર્મસચિવ નન્દનને સારૂ માલતીનું માગું કરેલું. આ કારણસર લગ્ન (માલતી અને માધવનું) થવું અશક્ય લાગ્યું. દેવરાતે પોતાના પુત્રને તેના મિત્ર મકરન્દ સાથે કુંડિનપુરથી પદ્માવતી (માલતીના બાપનું ગામ) વિદ્યાભ્યાસને સારૂ મોકલ્યો. ત્યાં માધવને ને માલતીને અન્યોન્ય પ્રેમ થયો. પછી કામન્દકીએ પોતાની શિષ્ય અવલોકિતા અને બુદ્ધરક્ષિતાની મદદથી, આ વિવાહનું કાર્ય રાજા તથા નન્દન ક્રોધે ભરાય નહિં એવી રીતે ચોરીથી કરાવી આપવાનું, ભૂરિવસુ સાથે મૈત્રી હોવાથી, માથે લીધું. કામન્દકીએ વિવિધ પ્રકારની યુક્તિઓ કરીને, નાના પ્રકારના પ્રસંગ આણી, માલતી-માધવનો પ્રેમ વધારી દીધો.

અંક ૩-૪. કામન્દકીએ યુક્તિ કરીને માલતી તથા માધવનો મકરન્દોદ્યાનમાં મેળાપ કરાવ્યો. માધવ એક વૃક્ષની પાછળ સંતાઇ રહીને માલતીને નિહાળતો હતો એટલામાં, નન્દનની બેહેન મદયન્તિકાને પાંજરામાંથી છુટી ગયેલો વાઘ મારી નાંખે છે માટે કોઈ ધાઓ, એવી બુમ સંભળાઇ. તે સાંભળી માધવ તેની વ્હારે ધાયો. માલતીનો નન્દન સાથે વિવાહ ગામમાં તો થઇ ગયેલો હતો તેથી મકરન્દ માધવને આશ્વાસના કરવા આવતો હતો, તેણે મદયન્તિકાને ઉગારી; ને ત્યારથી એ બન્નેને પ્રેમ

થયો. મકરન્દ વાઘને મારીને આવ્યો ત્યાર પછી બધાં અન્યોન્ય સમાગમનું સુખ અનુભવતાં બેઠાં છે એટલામાં એક પુરૂષે આવીને મદયન્તિકાને વધામણી ખાધી કે, તારા ભાઇનો વિવાહ માલતી સાથે થયો. આ વાત સાંભળી માલતી તથા માધવ ઘણાં ઉદાસ થઈ ગયાં. માધવે નિર્ણય કર્યો કે સ્મશાનમાં જઇને મનુષ્યના માંસનું બલિદાન આપીને માલતી મળે એવી ગોઠવણ કરવી.

અંક ૫-૬-૭. આવા વિચારથી માધવ શ્મશાનમાં માંસ લેઇને ફરતો હતો; ને બધાં ભૂતને બલિદાન લેવા સારૂ બોલાવતો હતો; એટલામાં એણે માલતીની ચીસ સાંભળી, તે સાંભળીને શ્મશાનદેવી કરાલાના દેવળ તરફ પોતે ગયો. ત્યાં એણે અઘોરઘંટ, કપાલકુંડલા, તથા વધેરવાને તૈયાર કરેલી માલતી, એટલાંને દીઠાં. માલતીને ઘેર લગ્નની ધામધુમમાં તો ભગાણ પડ્યુ હતું. માધવે અઘોરઘંટને મારી નાંખ્યો અને માલતીને પાછી એનાં સગાં વ્હાલાંને સોંપી. લગ્નની ધામધૂમ પાછી ચાલી અને લગ્ન થતા પહેલાં માલતી પોતાની સખી લવંગિકાની સાથે નગર દેવીનું પૂજન કરવા ગઈ. ત્યાં માધવ અને મકરન્દ પહેલેથી સંતાઈ રહ્યા હતા. કામન્દકીએ આવીને માલતીને માધવ સાથે પરણાવી દીધી. મકરન્દને માલતીનો વેશ પહેરાવી નન્દન સાથે પરણવા મોકલ્યો. મકરન્દ જઈને નન્દનને પરણ્યો. પછી નન્દન જ્યારે સુવા આવ્યો ત્યારે, મકરન્દે એને ખૂબ માર્યો એટલે એ નાશી ગયો. આ પ્રસંગે નન્દનની બેહેન મદયન્તિકાને, માલતીને મનાવવાને બ્હાને બુદ્ધરક્ષિતા તેડી લાવી. પછી મદયન્તિકા અને મકરન્દ એકેકને મળ્યાં અને માધવ પાસે જવા નીકળ્યાં.

અંક ૮. મદયન્તિકા તો માધવ પાસે ગઈ; પણ મકરન્દ આવતો હતો એટલામાં, પોતાના મંત્રીની પુત્રી માલતીનું હરણ થયું જાણીને રાજાએ મોકલેલા મોટા સૈન્યે એના ઉપર હુમલો કર્યો. માધવ આ ખબર સાંભળીને મકરન્દની સહાયે ગયો અને બન્નેએ થઇને સર્વ સૈન્ય પાછું હઠાવી દીધું. આ પ્રસંગે માલતી એકલી

પડી એટલે કપાલકુંડલા આવીને એને ઉપાડી ગઈ. રાજાએ પેલા બે મિત્રોનું પરાક્રમ જોઈ ભૂરિવસુ તથા નન્દનને ઠપકો દીધો કે આવા સારા જમાઈ તમને શા માટે નથી ગમતા ? પાછો આવ્યો ત્યારે માધવે માલતીને ન દીઠી એટલે તે ગાંડો થઈ ગયો.

અંક ૯—૧૦. પોતાના મિત્ર મકરન્દ સાથે પાસેના વનમાં ફરતો ફરતો માધવ ગાંડો થઈ, મૂર્છા ખાઇને પડ્યો. મકરન્દે ધાર્યું કે એ મરી ગયો; તેથી પર્વતની ટોચે ચઢી જેવો પોતે ભુસ્કો મારવા જાય છે કે તરત આકાશવાણી થઈ કે "વત્સ! સાહસ મા કર." આમ સૌદામિની મકરન્દનો જીવ બચાવીને માધવને પણ માલતીની પાસે લેઈ ગઈ. ઘર આગળ કામન્દકી, અવલોકિતા, લવંગિકા વગેરે મરવા તત્પર થયાં હતાં તેમને મકરન્દે જઇને વાર્યાં. સૌદામિની પણ અગ્નિમાંબળી મરવા તત્પર થયેલા ભૂરિવસુને ઉગાર્યા પછી કામન્દકી વગેરે સર્વેને મળી નન્દને પોતાની બેહેન, મકરન્દને ખુશી થઇને પરણાવી. આ પ્રમાણે બન્ને જોડાં સુખશાન્તિ પુનરપિ પામ્યાં.

---

# आ नाटकविषे विद्वान् प्रोफेसर भान्डारकरना अभिप्रायनो सारांश.

---

" ભવભૂતિ પ્રથમવર્ગનો કવિ છે. ગાઢ વનમાંના, નદીઓ-માંના, અને ઊંચા પર્વતોમાંના ભવ્ય અને અદ્દભુત ચમત્કારનું એ કવિ યથાર્થ બ્યાન કરે છે; પોતાની કવિતામાં સુકોમલતા અને કારૂણ્યભાવ સારીપેઠે બતાવે છે. ભિન્ન ભિન્ન મનોવૃત્તિના અતિ સૂક્ષ્મ ભાવ પણ આ કવિ તરત પારખી કાઢે છે. પોતાની ભાષાને વર્ણ્યવસ્તુને અનુકૂલ કરવાની મોટી શકિત ભવભૂતિનામાં છે. ભવભૂતિની નાટક લખવાની શકિત બહુ સારી નહિ હોય. માલતીમાધવનું વસ્તુ (plot) પોતાની બુદ્ધિથીજ ગોઠવી કાઢેલું છતાં પણ, એ વાર્તાના ભિન્ન ભિન્ન વિભાગમાં, મૃચ્છકટિક કે મૂદ્રારાક્ષસના રચનાર જેટલી ખુબી પણ, ભવભૂતિ દર્શાવી શકયો નથી. શ્મશાનમાં જે વૃત્તાન્ત બની ગયો ત્યારપછીનાં તમામ વર્ણનો અસંબદ્ધ જેવાં લાગે છે. કપાલકુંડલા માલતીનું હરણ કરી જાય એવો પ્રસંગ, કવિને વિરહાતુર માણસની અવસ્થાનું વર્ણન કરવાનો અવસર મળે, માટેજ આણ્યો હોય એમ જણાય છે; તેમજ એ બનાવ, પાછળની વાર્તાનોજ પરિણામ હોય એવો પણ લાગતો નથી. વિવિધ પ્રકારના જનસ્વભાવની છબી પાડવામાં પણ ભવભૂતિની ચતુરાઇ ઝાઝી જણાતી નથી. ભવભૂતિનું મન જુદી જુદી અવસ્થામાં પેશી શકતું નથી; તેમજ એક અવસ્થા વિસરી જઇને બીજી અવસ્થામાં તદ્દન નવા થઇને પેસવાની કળ પણ એનામાં નથી. પણ વિશ્વચમત્કૃતિનું વર્ણન કરનાર, તથા મનુષ્યની મનોવૃત્તિનું પ્રતિબિમ્બ દર્શાવનાર કવિઓમાં, ભવભૂતિને ઘણું ઊંચું માન ઘટે છે. પ્રોફેસર વિલ્સન કેહે છે તેમ કાલિદાસના તરંગ અતિઉત્કૃષ્ટ છે. કાલિદાસની કળા ભવભૂતિ કરતાં સારી છે. કાલિદાસ મનોભાવની માત્ર સુચનાજ કરે છે; ભવભૂતિ રસભરી વાણીથી તેનું વર્ણન કરે છે. મનોભાવથી પરાજય પા-

મેલાં મનુષ્યને ભવભૂતિ ઘણીવાર આંસુના ઢગલા પડાવે છે; પણ કાલિદાસ તેવા માણસોની આંખમાંથી (જો કદાપિ તે તેમ કરે તો) માત્ર થોડાં ટીપાંજ ખરાવે છે. સંસ્કૃત ટીકાકારોના મતાનુસાર, કાલિદાસ બધો રસ શબ્દોના વ્યંગ્યાર્થથીજ જમાવે છે; ભવભૂતિ શબ્દોના વાચ્યાર્થથીજ રસ ઉપજાવી લે છે. * * * * * * ભવભૂતિનાં નાટક દૃશ્ય કરતાં શ્રવ્ય કાવ્યમાં ગણી શકાય તેવાં છે. શકુંતલાની ખુબી, વાંચવા કરતાં ભજવી બતાવેલું જોવાથી વધારે ઉદ્દીપ્ત થાય છે; પણ ભવભૂતિના નાટકને તો વાંચીનેજ આનન્દ પામીએ છીએ. આ નાટકના બીજા દોષમાં દીર્ઘ સમાસ કરવાનો ભાષાદોષ પણ ઉમેરવો જોઈએ; કેમકે તેવી ભાષા નાટકને કેવળ પ્રતિકૂળ છે. *"

---

# भवभूति.

---

પ્રોફેસર ભાન્ડારકરે ભવભૂતિનો વૃત્તાન્ત આપેલો છે તેનો સારઃ—"વિદર્ભ દેશમાં (હાલના વરાડ પ્રાંતમાં) પદ્મપુર નામે નગરમાં ઉદુમ્બર નામના બ્રાહ્મણોના કુલમાં ભવભૂતિ ઉત્પન્ન થયો હતો. આ બ્રાહ્મણો કાશ્યપ ગોત્રના, તથા યજુર્વેદની તૈત્તિરિય શાખાના હતા. ભવભૂતિના પિતાનું નામ નીલકંઠ હતું, એની માનું નામ જાતુકર્ણી હતું; અને એનઃ દાદાનું નામ ભટ્ટગોપાલ હતું. ભવભૂતિ વિદ્વાન્ હતો. વેદ, ઉપનિષદ્, તથા સાંખ્ય અને યોગ દર્શનોનું એને જ્ઞાન હતું. એના ગુરૂનું નામ જ્ઞાનનિધિ હતું. એજ સન્યાસીએ આપણા કવિને વેદાન્ત ભણાવ્યો હશે.

"ભવભૂતિએ ત્રણ નાટક રચ્યાં છે; વીરચરિત, માલતીમાધવ, ને ઉત્તર–રામચરિત. શારંગધરે પોતાની પદ્ધતિમાં એક શ્લોક* આ-

---

*निरवद्यानि पद्यानि यदि नाटयस्य का क्षतिः ।
भिक्षुकक्षाविनिक्षिप्तः किमिक्षुर्नीरसो भवेत् ॥

પેલો છે, ને તે ભવભૂતિનો છે એમ કહેલું છે. આ શ્લોક આ ત્રણે નાટકમાં ન જડવાથી, એણે એકાદ ચોથો ગ્રંથ લખ્યો હશે, એમ સંશય થાય છે. વીરચરિત, ભવભૂતિના પ્રથમ પ્રયત્નનું ફળ હોય એમ લાગે છે, પછી માલતીમાધવ લખાયું હશે, ને છેલ્લે ઉત્તર-રામચરિત લખાયું હશે. ઉત્તર–રામચરિત ભવભૂતિએ પોતાની બુદ્ધિ પાકી થયા પછીજ લખ્યું હશે, એમ સંસ્કૃત પંડિતોમાં ચાલતીવાતો ઉપરથી માલમ પડે છે. પંડિતો એમ કહે છે કે ઉત્તર–રામચરિતમાં ભવભૂતિ કાલિદાસ કરતા ચઢે છેઃ—

॥ उतरे रामचरिते भवभूतिर्विशिष્येत ॥

" પંડિતો એમ માને છે કે આ બન્ને મહાકવિઓ એકજ વખતમાં થઇ ગયા છે; અને એક એવી વાત ચાલે છે કેઃ–ઉત્તર–રામચરિત રચીને ભવભૂતિ કાલિદાસ પાસે લેઇ ગયો, અને કાલીદાસને એ નાટકવિષે અભિપ્રાય આપવાનું કહ્યું. કાલિદાસ તે વેળે "સાર" નામની રમત રમતો હતો તેથી એણે ભવભૂતિની પાસેજ ઉતર–રામચરિત વંચાવ્યું. પૂરૂં થયું ત્યારે કાલિદાસે કહ્યું કે મારાં નાટકો કરતાં પણ આ નાટક સારૂં છે અને મને જે ભૂલ માલમ પડી તે ફક્ત એટલીજ છે કે, એક શ્લોકની છેલી લીટીમાં એક અનુસ્વર વધારે આવી ગયો છે.*આ વાત તદન કલ્પિત જેવી છે, અને જો કે કાલિદાસ આવી રીતે ભવભૂતિને સલાહ આપવા સુધી ભાગ્યેજ

*આ લીટી **अविदितगतयामा रात्रिरेवं व्यरंसीत्** એ છે; ને વધારાનું મીંડુ **एवं** ઉપર છે તેજ છે. આ લીટી **अविदितगतयामा रात्रिरेव व्यरंसीत्** એમ વંચાય ત્યારે અર્થ સારો નીકળે છે. આ શ્લોકની પ્રથમ ત્રણ પંકતમાં રામ સીતા સાથે કેવા કામવિહારમાં રાત્રિ ગાળતો તે વર્ણવેલું છે. ને ચોથી લીટીનું તાત્પર્ય એવું છે કે આવી ક્રીડામાં ને ક્રીડામાં રાત્રિ એવી રીતે (**एवं**) વીની ગઈ કે એનો એકે પ્રહર માલમ પડયો નહી. પણ જ્યારે અનુસ્વર કાઢી નાંખીએ ત્યારે અર્થ એવો છે કેઃ—અમે તો આમ રમતાં ને રમતાં રહ્યાં (અમને વિહારનો અભાવ થયો નહિં) પણ રાત્રિજ એની મેળે બંધ પડી ગઇ (એટલે વિહાર બંધ થયા.)

જીંવ્યો હશે, તોયે એટલું તો ખરૂંજ છે કે, ભવભૂતિ કાલિદાસને બહુ વખાણતો, અને એનાં કાવ્યને ચહાતો. આ નાટકમાં પણ શકુન્તલા તથા વિક્રમોર્વશીની સુચના કવિએ કરેલી છે. નવમા અંકમાં માધવનો સંદેસો વાદળ સાથે મોકલાવવાનો વિચાર પણ ભવભૂતિને કાલિદાસના મેઘદૂતઉપરથીજ થયો હશે.

"રાજતરંગિણી પ્રમાણે ભવભૂતિને કનોજના રાજા યશોવર્માએ આશ્રય આપ્યો હોય એમ જણાય છે. કાશ્મીરના રાજા લલિતાદિત્યે આ યશોવર્માનો પરાજય કર્યો હતો. આટલી વાત ઉપરથી ભવભૂતિના વખતનું આપણે અનુમાન કરી શકીએ છીએ. જનરલ કનીંગહામના અનુમાન પ્રમાણે લલિતાદિત્યે ઇસવી સન ૬૯૩ થી ૭૨૯ સુધી રાજ્ય કર્યું હોય એમ લાગે છે. રાજતરંગિણીમાં એક બીજા કવિ વાક્પતિરાજનું નામ આવે છે. દાક્તર બુહૂલરે આજ વાક્પતિરાજનું રચેલું ગૌડ—વધ નામે કાવ્ય હમણાંજ શોધી કાઢ્યું છે. એ કાવ્યમાં યશોવર્માનાં પરાક્રમ તથા એક ગૌડ રાજાનો પરાજય વર્ણવેલાં છે. પોતાના વિષે લખતાં કવિ લખેછે કેઃ—'ભવભૂતિના કાવ્ય—સાગરમાંથી મન્થન કરીને કાઢેલાં અમૃતનાં બિન્દુ સમાન મારા કાવ્યમાં કેટલીક ખુબીઓ છે.' આ ઉપરથી જણાય છે કે વાક્પતિરાજ ભવભૂતિનો શિષ્ય હશે, કે પછી એના નાટકનો અભ્યાસી હશે. જો આ કાવ્ય યશોવર્માના રાજ્યના પાછલા ભાગમાં લખાયું હોય તો ભવભૂતિ તે રાજ્યના પ્રથમ ભાગમાં થઈ જવો જોઇએ. આ પ્રમાણે આપણો કવિ સાતમી સદીનાં છેલાં વર્ષમાં થઇ ગયો હોવો જોઇએ. * *"

લી. ભાષાન્તર કર્તા.

તા. ૨૫ મી માર્ચ ૧૮૮૦.
એલ્ફિન્સ્ટન કોલેજ. મુંબઇ.

# पात्रवर्ग.

**माधव**..................દેવરાતનો પુત્ર, માલતીનો થનાર પતિ.

**मकरन्द**..............માધવનો મિત્ર, અને મદયન્તિકાનો થનાર પતિ.

**कलहंसक**...........માધવનો અનુચર.

**मालती**..............ભૂરિવસુની પુત્રી.

**कामन्दकी**...........બૌદ્ધમતની વૃદ્ધ પરિવ્રાજિકા.

**लवङ्गिका**...........માલતીની સખી.

**मदयन्तिका**.........માલતીની સખી, મકરન્દની પ્રિયા અને નન્દનની બેહેન.

**अवलोकिता**, **बुद्धरक्षिता**.....કામન્દકીની શિષ્ય.

**मन्दारिका**...........બૌદ્ધના મઠમાંની દાસી.

**सौदामिनी**...........કામન્દકીની શિષ્ય તથા માલતીને ઉગારનાર.

**कपालकुंडला**.......અઘોરઘંટની શિષ્ય, અને માલતીને હરી જનાર.

**अघोरघंट**............કાપાલિક, માલતીને મારી નાંખવાનો પ્રયત્ન કરનાર

**જે પાત્રોની માત્ર સુચના કરવામાં આવે છે તે.**

**देवरात**..............માધવનો પિતા, કુંડિનપુરના રાજાનો મંત્રી.

**भूरिवसु**.............માલતીનો પિતા, પદ્માવતીના રાજાનો મંત્રી.

**नन्दन**...............પદ્માવતીના રાજાનો નર્મસચિવ, મદયન્તિકાનો ભાઈ, માલતીને પરણવાની ઈચ્છા રાખનાર.

**राजा**.................પદ્માવતીનો.

યોદ્ધા, પ્રતીહાર વગેરે.

# मालतीमाधव.

## प्रकरण.

### નાન્દી.

**स्रग्धरा.**

શંભુના તાણ્ડવાર્થે મુરજ કરવડે નન્દિએ જે બજાવ્યો,
સુણીને નાદ તેનો શરજનમતણો, દોડતો મોર આવ્યો;
ત્રાસી તેને નીહાળી, ભયથી, ફણિપતિ કાય સંકોચતો, તે,
આનન્દે દોડી પેઠો ગજવદનતણા નાકમાં તર્ત પોતે: ૧
તે વેળા વેદનાથી ગણપતિશિરનો, કંપ ઝાઝો થવાથી,
નાઠાં ટોળાં અલિનાં, સરવ થળ રહ્યાં વ્યાપિ ગુંઝારવથી;
એવી હેરંબકેરી વદનવિધુતિઓ, ચીસસંમિશ્ર શ્રેષ્ઠ;
પાળો સર્વે જનોને વદવી શુભ ઘટે એજ વાણી વરિષ્ઠ. ૨[1]

---

[1] મુરજ=મૃદંગ, નરઘા. શરજનમ=શરજન્મા=કાર્તિકેય. તેનુ વાહન મોર છે. નન્દિ એ મુરજ બજાવવાનુ કારણ એવું કે, તેના બજાવવાથી—ભારે હાથે—મુરજનો નાદ ગંભીર—મેઘ ગર્જનાને મળતો—નીકળે. ને તેથીજ મેઘનાદ ભ્રાન્તિએ મોર ત્યાં આવે. ફણિપતિ=સાપ, તેને ત્રાસ મોરથીજ થયેલો. હેરંબ =ગણપતિ. વદન વિધુતિ=માથાનુ હલાવવું. ચીસ સંમિશ્ર=વેદનાથી પાડેલી ચીસોથી મિશ્ર (વદન વિધુતિ). વિધુતિ જાતે અચેત છતાં દેવતાએ કરેલી એટલે તેનામાં રક્ષણ—કરણ શક્તિની પ્રાપ્તિ થઇ. ગંભીર મુરજનાદથી આવેલા મોરની બીહીકથી સાપ દર શોધવા લાગ્યો, એ અર્થ જલદકાર અર્થાત્ વર્ષા-ઋતુ સમીપ છે એમ સૂચવે છે. ધ્વનિ એવો છે કે શૃંગાર રસના ઉદ્દીપનરૂપ વર્ષા સમયનો આશ્રય લઇને નાટકના વૃત્તાન્તની પ્રવૃત્તિ છે. આ ત્રણે શ્લો-કનું નામ નાન્દી કેહેવાય છે. નાન્દીનું લક્ષણ ભરતે આપ્યુ છે કે:—

**દુહો.**

દેવ, દ્વિજ, નૃપ આદિની, વન્દન વચન સમેત,
નાન્દી ડાહ્યા જન કરે, આશિર્વચન વિવેક. ૧

**शार्दूलविक्रीडित.**

બાંધી મુંડની માલમાંથી નિગળે મન્દાકિની જ્યાં થકી,
શોભા જે તણી મિશ્ર વીજળી સમી ત્રીજી સુઅક્ષિથકી;
જેના ઉપર કેતકીશી દિપતી બાલેન્દુકેરી છટા,
પાળો તે બહુસર્પવલ્લિવલયસ્રગ્બદ્ધ શંભુ જટા. ૩[1]

**सूत्रधार**—( નાન્દી ગાઇને ) અતિ વિસ્તાર કરવાનું પ્રયોજન નથી. ( સામે જોઇને ) સર્વ ભુવનના દ્વીપના દીપક સૂર્યનું ઘણું ખરૂં બિમ્બ ઉદય પામ્યું છે, તેથી તેની ઉપાસના કરૂં.

( નમન કરીને ) **मंदाक्रान्ता.**

તું છે પાત્ર પ્રગુણ, શુભ, સૌ તેજનો, વિશ્વમૂર્તિ !
દેવ ! પ્રીતે અતિશય મને આપ તું ધુર્યશક્તિ;
જે જે પાપો મમદીન તણાં, નાથ તે સર્વ કાપો,
માઙ્ગલ્યાર્થે, બહુ બહુ પ્રભુ ! શુભ આશીષ આપો. ૪[2]

---

૧ માથે બાંધેલી રૂંડ–માલનાં કપાલ (માથાં)ની બાડને લીધે જટામાંથી ઘેરાઇ રહેલું મન્દાકિનીનુ પાણી છલકાય. મંદાકિની=ગંગા. સુઅક્ષી–ત્રીજી (લલાટમાંની) આંખ; તેની જ્યોતિથી જે જટાની શોભા સંમિશ્ર છે. ચંદ્ર તે શું કેતકીજ હોયની એમ દીપે. સર્પ વલ્લિવાં૦=સર્પરૂપી વેલી તેનો વલય (કંકણ) તે રૂપી સ્રગ્–હાર–તેનાથી બાંધેલી (જટા). ધ્વનિ એવો છે કે.–નિરન્તર સ્નાનથી ધોળાશવાળી જટાનો સાપથી વીટળાયલી હોવાથી મેઘસ્યામ આભાસ થાય છે એટલે તેથી કરીને મેઘોદય સૂચવ્યો. ગંગાજલના છલકાવાથી વર્ષાદ, નેત્રદ્યુતિથી વીજળી. ને ચંદ્રથી કેતકી–પુષ્પ સૂચવ્યાં છે. આ પ્રમાણે વર્ષાકાળનું રૂપક પૂર્ણ કર્યું. શૃંગારરસનું ઉદ્દીપન વર્ષાઋતુ છે માટે આ નાટક શૃંગારરસ પ્રાધાન્ય છે એવી વ્યંગ્ય સૂચના પણ કરી છે.

૨ ધુર્યશક્તિ–ધુર્ (ઝુંસરૂ)–ઝુંસરૂં ઉંચકનારની–મુખ્ય નાટચાચાર્યની શક્તિ. જે જે પાપો–"જે જે" શબ્દોથી કાયિક, વાચિક અને માનસિક એવાં ત્રણે પાપનો સમાહાર કર્યો છે. પાપ–અહીંયાં નાટકના આરંભેલા કાર્યમાં જે વિરૂદ્ધ હોય તે. હરિહરાદિકને રેહેવા દેઇને સૂર્યની ઉપાસના કરવાથી આ પ્રકરણનો નાયક બ્રાહ્મણ છે એમ સૂચવ્યું. સર્વ નીચ આચારનો નાશ કરનાર પ્રભાતનો

( રઙ્ગભૂમિ સામું જોઇ ) મારિષ શ્રદ્ધાપૂર્વક સર્વ નૃત્યાર્થ કરવાના મંગલ કાર્ય કર્યા છે; વળી ભગવાન્ કાલપ્રિયનાથની યાત્રાના પ્રસંગે કરી, ભિન્નદેશવાસી ઘણા જનોનો મોટો સમાજ ભેગો પણ થયો છે. મને વિદ્વાનજનોની એવી આજ્ઞા છે કે કોઇ અપૂર્વ પ્રકરણનો પ્રયોગ કરી, અમને રમુજ કરાવો. ત્યારે સર્વ નટો કંઈ કાર્ય કરવાનું ન હોય એમ શૂન્ય કેમ બેઠા છે?

( પ્રવેશ કરીને ) **पारिपार्श्विक**–મહારાજ ! સમાજને જોઈએ છીએ તેવા ગુણયુકત પ્રબન્ધ મળી શકતો નથી.

**सूत्र**.—મારિષ ! આ આર્યજનો, કલારસ જાણનારા, વેદાન્તીઓ, સ્મૃતિપાઠકો, અને બ્રાહ્મણો જે ગુણ કેહે છે તે કીયા છે?

**नटः**—

**इन्द्रवज्रा.**

દીપે ઉંડો જ્યાં રસનો વિવેક,
કાર્યો પ્રીતિથી રમણીય છેક,
જ્યાં કામસૂત્રે ગુંથી ઉદ્ધતાઇ,
આશ્ચર્યવસ્તુ સુવિદગ્ધ વાણી. ૫[1]

**सुत्रः**—ત્યારે મને યાદ આવ્યું.

**नटः**—શું મહારાજ !

---

આદર કરીને પ્રકરણની કથાનું બીજ પણ સુચવ્યુ છે. જે જે પાપ, એવી પુનરૂક્તિથી શાર્દૂલ, અઘોરઘણ્ટ ઇત્યાદિ વૃત્તાન્ત સુચવ્યાં છે "બહુ બહુ" પદથી માધવને માલતીનો, તથા મકરન્દને મદયન્તિકાનો, લાભ થયે ઇષ્ટસિદ્ધિ પણ સુચવી.

૧ કામસૂત્રે ગુથી ઉદ્ધતાઇ–ઉદ્ધત કાર્ય જેમાં આવતાં હોય, ને તે કાર્યરૂપી માળા માત્ર કામના સૂત્રથીજ ગુંથી હોય અર્થાત્ કામવ્યાપાર પરિપૂર્ણ કરવામાં એવાં કાર્ય કરવાં પડયાં હોય. જેમકે મકરન્દે વાઘને માર્યો તે તથા માધવ અઘોરઘણ્ટ સાથે લઢયો તે. આશ્ચર્યવસ્તુ–વસ્તુ ( નાટકની કથા) તે આશ્ચર્યયુકત હોય એમ લાગવાથી, આ નાટક પ્રકરણ છે એમ સુચવ્યુ; કેમકે પ્રકરણમાં કલ્પિત કથા હોવાથી વધારે આશ્ચર્ય ઉત્પન્ન થાય.

**સુત્ર**—દક્ષિણમાં[1] વિદર્ભદેશમાં[2] પદ્મપુરનામે[3] નગર છે, ત્યાં કાશ્યપ ગોત્રના, તૈત્તિરીયશાખાના, વેદાધ્યયન કરાવનારા, પંકિતને પાવન કરનારા, પઞ્ચાગ્નિ સાધનારા, વ્રતધારી, સોમ પીનારા, બ્રહ્મજ્ઞ, ઉદુમ્બર નામના બ્રાહ્મણો વસે છે.

इन्द्रवज्रा.

તે શ્રોતિયો તત્વજ શોધવાને,
અભ્યાસ વેદશ્રુતિનો ચલાવે;
ખાતાર્થ, યજ્ઞાર્થ, ગૃહેજ ગર્થ,
જીવ્યું, સુદારા, તપ–પુત્ર–અર્થ. ૬

તે ગોત્રનો, પુણ્યનામવાળા, ભગવાન્ ભટ્ટ ગોપાલનો પૌત્ર, પવિત્ર કીર્તિવાળા નીલકંઠ અને જાતુકર્ણીનો પુત્ર, ભટ્ટ શ્રીકંઠ ઉપનામધારી ભવભૂતિ નામનો કવિ હતો. નટની સાથે એને સહજ પ્રેમ હોવાથી, પોતાનું રચેલું હવણાં કહ્યા તેવા ગુણવાળું પ્રકરણ તેણે આપણને આપ્યું છે. તેમાં આ પ્રમાણે યોગ્ય વચનયુક્તિ છેઃ—

वसंततिलका.

છે યત્ન આ નહીં કદી મમ નિન્દકાર્થે,
તેઓ બધા કંઇ કંઈ મનમાંહિ જાણે;

૧ દક્ષિણદેશથી કરીને કવિનું શૃંગારરસ કૌશલ્ય બતાવ્યું. દક્ષિણના કવિઓ એ રસમાં વધારે કુશળ મનાતા.

૨ વિદર્ભદેશથી કરીને વૈદર્ભી રીતિમાં કવિની કુશળતા બતાવી. કવિતા લખવાની ચાર રીતિઓ દણ્ડીઆદિ કવિઓ માનતા. ગૌડી (બંગાળામાં) પાઞ્ચાલી (મધ્ય હિંદુસ્થાનમાં) વૈદર્ભી (દક્ષિણમાં) લાટી (ગુજરાતમાં) એ કવિઓના મત પ્રમાણે "રીતિ કાવ્યનો આત્મા" હતી. મમ્મટે એ મતનું ખંડન કર્યું છે.

૩ પ્રોફેસર ભાન્ડારકરે, પદ્મપુર, નાગપુર ઝિલ્લામાં ચાન્દા અથવા ચન્દ્રપુર આગળ છે એમ સિદ્ધ કર્યું છે.

છે કો સમાન મમ કે પછી કોઇ થાશે,
પૃથ્વી વિશાળ વળી કાળ નિરંત ભાસે. ૭[1]

વળી, શાર્દૂલવિક્રીડિત.

વેદાદિ વળી યોગ સાંખ્ય સઘળાં, વેદાન્તનું જ્ઞાન જે,
તે ગાવાથી કદાપિ નાટક વિષે ના અર્થ સારો સરે;
વાણી પ્રૌઢ ઉદાર હોય, વળી જ્યાં ગુઢાર્થ યુક્તિ કરી,
તે ઠામે, સહુ પંડિતાઈ લઇને, વૈદગ્ધ્ય આવી ઠરી. ૮[2]

આટલા સારૂ, પ્રિય મિત્ર ભવભૂતિએ પોતાનું રચેલું માલતી માધવ પ્રકરણ જે આપણને આપ્યું છે, તેજ, ભગવાન્ કાલપ્રિયનાથની આગળ ભજવવાને તૈયાર થયા છીએ. તેથી સર્વે નટો સંગીત પ્રયોગવડે કરીને મારી ઇચ્છા પરિપૂર્ણ કરવા તત્પર થાઓ.

**નટ.**—(યાદ આણીને) આપના કહ્યામુજબ કરીશું. જેને જેવો ઘટે તેવો વેશ પરિગ્રહ આપે ભણાવ્યો છે; પ્રથમ તો બૌદ્ધમતની

---

૧ કર્મ કંઈ મનમાંહિ—કંઇ કંઇ એટલે કંઇક અવર્ણ્ય, પછી બહુ કે થોડું. કવિ, ખરેખરૂં જોતાં તેઓ થોડુંજ જાણે છે, એવો અર્થ બતાવવા ધારતો છતો, તેમની જરા વ્યાજસ્તુતિ કરે છે. આપણે કહીએ છીએ કે "એ તો મોટા પંડિત છે." તેવોજ આ વાક્યનો અર્થ છે.

૨ યોગશાસ્ત્રમાં એમ કહ્યું છે કે વિવિધ પ્રકારની અંગ કસરતથી વિચિત્ર શક્તિની પ્રાપ્તિ થાય છે, અને બ્રહ્મ ઓળખાય છે. પાંચમા અંકમાં યોગની થોડી બીના આવશે. યોગનો કર્ત્તા પતન્જલી છે. મનુષ્યની મુક્તિ કરનાર એક ઇશ્વરની સત્તા યોગમાં માન્ય કરેલી છે. સાંખ્યમાં ઇશ્વરની સત્તા માની નથી. સર્વ જગતની ઉત્પત્તિ પ્રકૃતિ ( સર્વ રજોગુણમય માયા ) અને પુરૂષ ( ચિદાનંદ બ્રહ્મરૂપ માયા રહિત આત્મા) ઉપરથી કાઢી છે. એનો કર્ત્તા કપિલ મનાય છે. વેદાન્ત એટલે ઉપનિષદ્, એમાં ઇશ્વરવિષે સારો વિવેક કર્યો છે. આવાં દર્શન (philosophy) ૭ છે. બે ન્યાય, યોગ, સાંખ્ય, વેદાન્ત અને મીમાંસા. તે ગાવાથી વી૦—આવાં વેદાદિકનું જ્ઞાન નાટકનું અંગ નથી, એટલે તેવાનું અત્રે વર્ણન અયોગ્ય છે. કવિ કહે છે કે હું કંઇ એ જ્ઞાનમાં અપ્રવીણ નથી, પણ એવું જ્ઞાન નાટકમાં ઉપયોગી નથી માટેજ તેનું વર્ણન કરતો નથી.

વૃદ્ધ[1] પરિવ્રાજીકા કામન્દકીનો વેશ તમે લીધો છે; તેની પાસે રેહેનારી શિષ્ય અવલોકિતાનો વેશ મેં લીધો છે.

**सूत्र.**—પછી,

**नट.**—પછી માલતીના વલ્લભ, પ્રકરણનાયક[2] માધવનો વેશ કોણ લેછે?

**सूत्र.**—મકરન્દ અને કલહંસના પ્રવેશને અવસરે તેની ગોઠવણ બરાબર થશે.

**नट.**—ત્યારે એજ નાટકના પ્રયોગથી આ સમાજને રંજન કરીએ.

**सूत्र.**—ઠીક છે, આ હું કામન્દકી થઇ આવું.

**नट.**—હું પણ અવલોકિતા થાઉં.

(એમ પરિક્રમણ કરીને જાય છે.)

ઇતિ પ્રસ્તાવના.[3]

---

દુહો.

૧ વિધવા, દાસી, ભિક્ષુકી, શિલ્પકારની બાળ.
પૂરણ દૂતીકાર્ય એ કરે, પ્રવીણ વાચાળ. ૨
પરિવ્રાજીકા—સાધુડી, આરજા.

૨ પ્રકરણઃ— દુહો.

આત્મશક્તિથી કવિ જહાં, નાયક કથા તમામ;
કલ્પિત સૌ ઉભાં કરે પ્રકરણ તેનું નામ. ૩
પ્રકરણ છે બે જાતનાં સંકીરણ ને શુદ્ધ;
વેસ્યા સંકીર્ણજ કરે કુલનારી વર્ણી શુદ્ધ. ૪

આ પ્રકરણ શુદ્ધ છે. નાયક માધવ, ને નાયિકા માલતી છે. માધવ—વસંતઋતુ—તેની સાથે, માલતી—વર્ષાકાળમાં ઉત્પન્ન થનાર પુષ્પ—નો યોગ અયોગ્ય છે, એ કલ્પના વ્યર્થ છે. યોગિનીના પ્રભાવથી, અપૂર્વ સંબંધજ, કવિ ઉત્પ્રેક્ષાવડે કરે છે. નાયક ધીરોદાત્ત છે; ઉચ્ચ કુળમાં ઉત્પન્ન થયેલી માલતી ઉદાત્તનિભૃતાનાયિકા છે.

૩ પ્રસ્તાવના— દુહો.

નટી, વિદૂષક કે પછી પારિપાર્શ્વિક કોય.
સૂત્રધાર શું ચિંતવે તે **આમુખ** સહુ હોય. ૫

(રાતો પોશાક ધારણ કરી કામન્દકી અને અવલોકિતા પ્રવેશ કરેછે)

**काम**—પુત્રિ અવલોકિતા !

**अव**—શી આજ્ઞા છે ?

**काम**—ભૂરિવસુ અને દેવરાતનાં છોકરાં, માલતી અને માધવનું ઇષ્ટ પાણિગ્રહણ થાય તો સારૂ.

( ડાબી આંખ ફરકતી હોય એમ સુચવીને હર્ષસહિત.)

**अनुष्टुप.**

ભાવિને જાણતી જાણે અક્ષિ કલ્યાણ સુચવે,
ફર્કતી વામ છે તોયે, દાક્ષિણ્ય ગુણ સંગ્રહે. ૯[1]

**अव**—ભગવતિ ! આ મોટા ચિત્ત વિક્ષેપમાં પડયાં છો. ચીવર[2] માત્રથી વીટેલાં, ભિક્ષા માત્રથીજ વૃત્તિ ચલાવનારાં, તમારા જેવાંને પ્રધાન ભૂરિવસુ આવા આયાસમાં નાંખે છે ! અને સંસારની વાસનાથી મુક્ત થયેલું તમારૂં ચિત્ત પણ એવા કામમાં પડે છે ! !

**काम**.—પુત્રિ ! એમ મા બોલ.

**वसंततिलका.**

એ કામ કાજ મુજને કરવાનું સોંપે,
તે, સાર છે પ્રીતિતણો, ફળ સ્નેહનું છે;
જો પ્રાણથી, તપથી મિત્રનું કાર્ય થાય,
તો સાધવા તરત તત્પર છું સદાય. ૧૦

---

૧ વામ=ડાબી; પ્રતિકૂલ. દક્ષિણ=જમણી, અનુકૂલ. દાક્ષિણ્ય=દક્ષિણનો. આંખ વામ છે તોયે દક્ષિણનો ગુણ લે છે; ડાબી છે પણ જમણી થાય છે, એવો ઉપરથી ભાસતો વિરોધ છે. તેમજ પ્રતિકૂલ છતાં અનુકૂલ થાયછે એવો પણ વિરોધ છે. એ વિરોધનું નિવારણ–પહેલા વિરોધમાં દક્ષિણનો અર્થ અનુકૂલ કરવાથી, અને બીજામાં વામનો અર્થ ડાબી કરવાથી થશે. અલંકાર વિરોધ અથવા વિરોધાભાસ છે. જ્યાં બે વચ્ચે વિરોધ ન છતાં પણ વિરોધ ભાસે ત્યાં વિરોધાલંકાર ( મમ્મટ. )

૨ બૌદ્ધમતની ભિક્ષુકીઓને પેહેરવાનો ભગવો પોશાક.

તું નથી જાણતી કે અમે નાના દેશના વિદ્યાર્થીઓ સાથે વિદ્યાભ્યાસ માટે ભેગાં રહેલાં છીએ. તેવામાંજ મારા અને સૌદામિનીના સમક્ષ ભૂરિવસુ અને દેવરાતે પ્રતિજ્ઞા કરેલી છે કે, આપણે અવશ્યે કરીને અપત્યસંબંધ[1] કરવો. તેથી વિદર્ભરાજના મંત્રી વિદ્વાન્ દેવરાતે, પોતાના પુત્ર માધવને, ન્યાયશાસ્ત્ર[2] શિખવા સારૂ કુણ્ડિનપુરથી પદ્માવતી[3] મોકલ્યો તે બહુ સારૂ કર્યું.

उपेन्द्रवज्रा.

અપત્યસંબંધકરાર સારો,
સુમિત્રને યાદ કરાવી દીધો;
ભણાવવા લોકરિતી વિશાલ;
ઘણો ગુણી મોકલીયો સુબાલ. ૧૧

अव.—ત્યારે પ્રધાન પોતાની મેળેજ માલતી ને માધવ સાથે ન પરણાવતાં, ચોરીથી લગ્ન કરાવવાની તમને ઉતાવળ કરાવે છે તેનું શું કારણ ?

काम.— गीती.

નર્મ સચિવ રાજાને નન્દન એને નૃપમુખથી યાચે,
કોપ નિષેધર્થી થાયે, તેથી આ યોજના રૂડી ભાસે. ૧૨[4]

૧ અપત્યસંબંધ=અપત્ય ( છોકરાં ) ના સંબંધ ( વિવાહ. )

૨ ન્યાયશાસ્ત્રમાં માધવની કુશળતા બતાવીને, ચોરીથી લગ્ન કરવામાં એની પ્રવીણતા સુચવી છે.

૩ ચોથા અંકને અન્તે, તથા નવમા અંકના શરૂઆતમાં લખેલી કવિતાઓ ઉપરથી જણાય છે કે પદ્માવતી નગરી, પારા, સિન્ધુ, લવણા, અને મધુમતી નામની નદીઓના સંગમ ઉપર હશે. જનરલ કનીંગહામ કેહેછે કે, હાલનું માળવામાંનુ નારવાર, તેજ પદ્માવતી. પ્રોફેસર ભાન્ડારકર એમ ધારે છે કે પદ્માવતી નારવારથી થોડે દૂર હશે. કેમકે તે ઠેકાણે, પારા અથવા પાર્વતી, લુણ અથવા નુન, સીંધ અને મધુવર ન.મની નદીઓનો સંગમ છે.

૪ કોપાયમાન થયેલી સ્ત્રીને મનાવનાર, તેના પતિનો નર્મસચિવ કેહેવાય છે.

**અવ**:—મોટું આશ્ચર્ય છે કે પ્રધાન, માધવનું નામ પણ ન જાણતો હોય એવું એની નિરપેક્ષા ઉપરથી ભાસે છે.

**કામ**:—એ ફક્ત ઢોંગ છે.

### अनुष्टुप्.

વિશેષે બાલ છે તેથી, સાફ દીલે પડે બકી,
સ્વજ્ઞાન તેથકી ઢાંકે, એ, બન્ને બાલનાથકી. ૧૩
અન્યોન્યપ્રેમની વાતો જાણતા સરવે જનઃ
આપનું હિત તેમાં છે; ઠગાશે નૃપનન્દન. ૧૪[1]

અને જો, કે,

### શિખરિણી.

બધાંને દેખાડી અધિક દિપતી બાહ્યપ્રકૃતિ,
સહુ શંકા કેરાં સ્થળ અતિ ઝીણાં ઢાંકી અરિથી,
બધાંને ઉરાડી, કપટથકી, વિદ્વાન જન તે:
ઘડે સ્વાર્થો સર્વે, ગૃહી, તટ ઉભો, મૌન વ્રતને. ૧૫

**અવ**:—હું પણ તમારા કેહેવાથી, નાનાપ્રકારનાં કારણ ખોળી કાઢીને માધવને ભૂરિવસુના મન્દિર આગળથી જતા રાજમાર્ગે ઘણી વખત લેઇ જાઉં છું.

**કામ**:—માલતીની દુધબેહેન લવઙ્ગિકાએ આપણને કહ્યુંજ હતું તો, જે, માલતી,

### मंदाक्रान्ता.

પોતા કેરા ઘરતણી અગાશીતણી બારીએથી,
વારે વારે, નગરિસરણિ ચાલતો દેખી દેખી;
જાણે સાક્ષાત્ નવિન નિકળ્યો કામ દેખી રતી, તે,
ગાઢોત્કંઠાથકી મૃદુ સુકાં અંગથી ઝાઝી ઝુરે. ૧૬[2]

---

૧ નૃપનન્દન=નૃપ અને નન્દન.

૨ સરણિ=માર્ગ. ગાઢોત્કંઠા=ગાઢ (ઊંડી, મોટી, વિપરીત) ઉત્કંઠા (કામથી ઉત્પન્ન થતી ચિંતાની વ્યાધિ). અગાશીની બારી કેહેવાનુ કારણ એવું કે, માલતી એટલે ઉંચે સ્થળેથી માધવને પૂર્ણ જોઇ શકે. નગરિ સરણિ લેવાનું

**अव.**—ખરી વાત, માલતીએ પણ પોતાના વિનોદને સારૂ માધવનું ચિત્ર કાઢ્યું છે; ને તે લવઙ્ગિકાએ આજ મન્દારિકાને આપ્યું છે.

**काम**—(વિચારીને) લવઙ્ગિકાએ ઠીક કર્યું: કેમકે માધવનો અનુચર કલહંસક એ વિહારદાસી[1] મન્દારિકાનો યાર છે, તેથી એ માર્ગે એ ચિત્ર માધવની પાસે જશે; અને આપણા ઇષ્ટકાર્યનો શુભારંભ થશે.

**अव.**—મકરન્દઉદ્યાનના મદનમહોત્સવમાં, માલતી તો જશેજ, એટલે ત્યાં અન્યોન્ય દર્શન થાય તેટલા સારૂ, માધવને પણ કુતૂહલ ઉત્પન્ન કરીને આજ સવારે મેં ત્યાંજ મોકલ્યો છે.

**काम**—ધન્ય છે પુત્રિ ! ધન્ય છે. મારૂં પ્રિય કરવાના તારા આવા પ્રયાસથી મને મારી પેહેલાંની શિષ્ય સૌદામિની યાદ આવે છે.

**अव**—ભગવતિ ! એ સૌદામિનીએ તો મંત્રસિદ્ધિથી આશ્ચર્યકારક શક્તિ પ્રાપ્ત કરી છે; અને એણે શ્રીપર્વતઉપર[2] કાપાલિક વ્રત[3] ધારણ કર્યું છે.

કારણ એટલું કે, રાજમાર્ગમાં માધવ નિઃશંકાથી જઇ શકે વળી, હજારો લોકથી ભર્યા રાજમાર્ગમાં, માલતી એનેજ જોતી હતી તેથી એના મનમાં અન્યનો વિચાર ન હતો એમ પણ સુચવ્યુ છે. માર્ગમાં જોવાનાં ઘણાં કૌતુકને લીધે માધવ વધારે વાર ઉભો રહી શકે એમ બતાવવા ' નગરિ '' એ પદ, મુકયુ છે. વારેવારે, એવી પુનરૂક્તિથી, માલતી માધવને વારંવાર જોઇ એનુ દૃઢ દર્શન કરી શકી હતી, અને એનું રૂપ એના મનમાં જડાયુ હતું, એમ સુચવ્યુ છે. દેખી દેખી, એ પુનરૂક્તિથી અતિશય દર્શનને લીધે, ઉત્કંઠાનો અતિશય બતાવ્યો. માલતી–રતી, માધવ–કામ. જેમ કામનો જોઇને રતીને ઉત્કંઠા વગેરે થાય છે તેમ માધવને જોઇને માલતીને થયુ. ધ્વનિ એવો છે કે, અગણિત લોક પૂર્ણ રાજમાર્ગમાં પણ રતી–કામના ભાવ હોવાથી એ બેનોજ પ્રેમસાગર વૃદ્ધિ પામ્યો. નવિન નિકળ્યો—કેમકે એકવાર શિવે ભસ્મ કરેલો, તેથી કામ અનંગ હતો. છેલ્લી બે લીટીમાં અલંકાર ઉત્પ્રેક્ષા છે.

૧ વિહાર=બૌદ્ધમતના સાધુઓનો મઠ. ૨ કારનુલ ઝિલ્લામાં કૃષ્ણા નદીની પાસે એ પર્વત છે. એક પાસેની ટેકરી ઉપર મલ્લિકાર્જુનનું દેવળ છે, ને તે બન્ને ટેકરીઓ મળી શ્રીશૈલ કેહેવાય છે, એમ પ્રો૦ ભાન્ડારકર કહે છે.

૩ કાપાલિક વ્રતધારીઓ મનુષ્યના માથાની માળા ધરે છે; માથાની ખોપરીમાં ભોજન કરે છે; ભૈરવ અને ચંડિની ઉપાસના કરે છે. એ મતના સાધકોનું વર્ણન પાંચમા અંકમાં આવે છે.

२५७६



**काम**:—વળી એ વાત તેં કયાંથી સાંભળી ?

**अव**:—આ નગરના મહાસ્મશાનમાં કરાલાનામે ચામુંડા છે.

**काम**:—હા, તેને બહુ જીવનાં બલિદાન પ્રિય છે, એમ સાહસિક લોક કહે છે.

**अव**:—ત્યાં પ્રતિરાત્રિ વિહાર કરનાર, પાસેના અરણ્યના વાસી, મુંડમાલધારી, અઘોરઘંટ નામના સાધકની નિકટશિષ્ય, મહાપ્રતાપી કપાલકુંડલા એ ઠેકાણે રોજ સાયંકાળે આવે છે; તેની પાસેથી આ વાત મેં સાંભળી.

**काम**.—સૌદામિની–વિષે શું ન સંભવે ?

**अव**:—એ વાત હવે પડતી મુકો. ભગવતિ ! જો માધવનો સહચર અને બાલમિત્ર મકરન્દ નન્દનની બેહેન મદયન્તિકાને પરણે તો માધવનું બીજું પ્રિય કર્યું કેહેવાય.

**काम**.:—એ કામને સારૂ મેં મારી પ્રિય સખી બુદ્ધરક્ષિતાને પ્રેરીજ છે.

**अव**:—ઠીક કર્યું એ.

**काम**:—(વિચારીને) ચાલ ઉઠ. માધવની ખબર કાઢીને, માલતી પાસે જઇએ.

(બન્ને ઉઠે છે.)

**काम**.—(વિચારીને) માલતી અત્યંત ગંભીર સ્વભાવની છે, તેથી નિસૃષ્ટાર્થ–દૂતી–કાર્ય[1] યુક્તિથી ગોઠવી કાઢવું. સર્વ રીતે,

## शिखरिणी.

શરજ્જ્યોત્સ્ના જેવી પ્રમુદિત કરે છે કુમુદને,<br>
તથા કલ્યાણી એ સુમુદિત કરો એ કુલિનને;

---

૧ નિસૃષ્ટાર્થદૂતી, નાયક અને નાયિકાના મનોભાવ જાણી લેઇને પોતાનીજ બુદ્ધિથી બાકીનું કાર્ય સંપાદન કરી આપે તેવી દૂતી. દૂતી વિવિધ પ્રકારની થાય છે, મિતાર્થા, શાસનહારિકા, વગેરે.

કૃતાર્થી એ થાઓ; પ્રગુણગુણકેરા રચનમાં
વિધાતાના યત્નો, ફલિત થઈ, શોભો સજનમાં. ૧૭[1]

( એમ કહી બન્ને જાય છે. )

ઇતિ વિષ્કંભક.[2]

---

( ચિત્રસામગ્રિ હાથમાં લેઈને કલહંસક પ્રવેશ કરે છે )

**कलः**—મકરધ્વજના રૂપના ગર્વની બરોબરી કરનાર, અને પોતાની કાન્તિના વિભ્રમે કરીને માલતીના હૃદયનું ગાંભીર્ય ડોળી નાંખનાર નાથ માધવ મને કયાં મળશે ? હું થાકી ગયો છું, તેથી આ બાગમાં થોડીવાર વિશ્રામ લીધા પછી મકરન્દને આનન્દ આપનાર નાથ માધવને ખોળીશ.

( એમ કહી બેસે છે. )

---

૧ શરજ્જ્યોત્સ્ના=શરદ્ (શરદ્ ઋતુ)ની, જ્યોત્સ્ના (ચંદ્રનું અજવાળું) શરદ્ ઋતુમાં ચંદ્રનું અજવાળું સ્વચ્છ અને શોભીતું હોય છે. કુમુદ=પોયણાં. ચંદ્ર ઉગવાથી પોયણાં ખીલે છે. તથા=તેમ. કૃતાર્થી એ થાઓ—એ=માધવ. પ્રગુણ ગુણકેરા વ.=પ્રગુણ (પ્રકૃષ્ટ-સારા—ગુણવાળા) ગુણ (માલતી માધવના ગુણ અન્યોન્યને મળતા આવે એવા સારા ઘડેલા) રચવામાંવિધાતાના જે પ્રયત્ન છે તે સફલ થાઓ (માલતી માધવ, પરણો, એવા સારા યોગ્ય ગુણવાળાંનો સંબંધ થાઓ). પેહેલી બે લીટીમાં અલંકાર પૂર્ણોપમા છે. બે વસ્તુ વચ્ચે ભેદ છતાં પણ સાધર્મ્ય હોય તો ઉપમા (મમ્મટ). ઉપમેય—માલતી, માધવ. ઉપમાન—શરજ્જ્યોત્સ્ના, અને કુમુદ. સાધર્મ્ય (સાધારણધર્મ)—મુદિત કરવાનો છે. વાચક (ઉપમા બતાવનાર શબ્દો) જેવી—તથા આ ચારે વાનાં જણાવ્યાં છે માટે પૂર્ણો–પમા.

**દુહો.**

૨ કહીંથી પણ સંબંધથી ભેગાં મળીને પાત્ર;
વાત કરે કાવ્યાર્થની, અર્થ સૂચના માત્ર. ૬
વિષ્કંભક બે જાતનાં શુદ્ધ અને સંકીર્ણ;
મધ્યમ પાત્રો શુદ્ધમાં, મધ્યમ અધમ સંકીર્ણ. ૭

( મકરન્દ પ્રવેશ કરે છે. )

**मकर.**—અવલોકિતાએ કહ્યું હતું જે માધવ મદનોદ્યાનમાં ગયો છે; તેથી લાવ ત્યાંજ જાઉં. ( પરિક્રમણ કરીને જુવે છે ) સદ્‌ભાગ્યે પ્રિયવયસ્ય આ તરફજ આવે છે. ( જોઇને ) એનું,

## हरिणी.

ગમન હળવે, ખાલી દૃષ્ટિ, શરીર શિથિલ છે,
અધિક નિકળે શ્વાસા, શું એ ? ખરૂં, સુવિદિત છે;
ભમતી ભુવને કન્દર્પાજ્ઞા, વિકારી યુવા દશા,
લલિત મધુરી સર્વે વસ્તુ હરે સહુ ધીરતા. ૧૮[1]

( વર્ણવેલે વેશે માધવ પ્રવેશ કરે છે. )

**माधव.**—( સ્વગત ) **वसन्ततिलका.**

મારૂં સદા, ચિત, શશીવદની નિહાળી,
કોરે મુકી વિનય, લાજ બધી પ્રજાળી;

---

૧ શૃંગાર બે પ્રકારનો છે, સંભોગ. વિપ્રલભ. આ શ્લોકમાં વિપ્રલંભ શૃંગારનું વર્ણન છે એમા વિરહીની વિવિધ દશાનું વર્ણન છે. કામીને દસ દશા થાય છે;

દુહો.

પ્રથમે તો **અભિલાપ** છે. દ્વિતિયે **ચિંતન** થાય;
**અનુસ્મૃતિ** વ્યાપ્યા પછી, **ગુણકીર્તન** મન થાય. ૮
મન **ઉદ્વેગ** પછી વધે, ચાલે વિવિધ **વિલાપ**,
**ઉન્માદ** સ્થિતિ દોહલી, **વ્યાધિ** દુઃખ અમાપ. ૯
**જડતા** પસરે ગાત્રમાં, ચિત્ત ઠરે પ્રિય ઠામ;
અન્ત્યાવસ્થા **મરણ** છે, વિરહવ્યાધિ–પરિણામ. ૧૦

આ શ્લોકમાં માધવની અનુસ્મૃતિ દશાનું વર્ણન છે. વારંવાર નિશ્વાસ, અધોમુખચિંતા વગેરેથી અનુસ્મૃતિ જણાય છે. શૂન્યદૃષ્ટિથી કરીને, ચિંતા પણ વ્યાપવા લાગી છે એમ સુચવ્યું. કન્દર્પાજ્ઞા=કન્દર્પ (કામદેવ)ની આજ્ઞા.

છેદી બધું ધિરજ, મંદ કરી વિવેક,
પાછું વળે, કરી અકારણ આમ, કષ્ટ. ૧૯[1]

આશ્ચર્ય છે કે,

જે સ્તબ્ધ વિસ્મયવડે, સહુ ભાવ--શૂન્ય,
જાણે સુધાસ્નપિત, એમ પ્રમોદમન્દ,
એવું હતું હૃદય આ મુજ તેની પાસે,
જાણે બળ્યું અગનથી ત્યમ આજ ત્રાસે. ૨૦[2]

**મક.**—સખા માધવ ! આમ આમ.

**માધ.**-- ( પરિક્રમણ કરીને ) કોણ પ્રિય મિત્ર મકરન્દ !

**મક.**—( પાસે જઈને ) પ્રિય માધવ ! સૂર્યના તાપથી લમણા
શેકાઇ જાય છે, માટે આ બાગમાં થોડીવાર બેશીએ.

**માધ** --જેવી મિત્રની ઇચ્છા.

**કલ**—( જોઈને ) અહો મકરન્દસહચર નાથમાધવ, આ નાના બોર-
સળીના વૃક્ષના મંડપને શોભાયમાન કરે છે. ત્યાં જઈને, મદ

૧ ગગાવદની—વડે ગુણ કીર્તનાવસ્થા સુચવી છે. વિનય-મનનો મેલ કાપનાર સદુપદેશ; તેને દૂર કરીને. બાલભાવને લીધે તથા ઉચ્ચ કુલને લીધે થતી લજ્જાના પ્રજાળીને. લજ્જા નાશવડે ઉન્માદાવસ્થા સુચવી. મહાનાયક હોવાને લીધે જે સહજ ધૈર્ય, તેને પણ છેદીને. વિવેક=સારાસારનો વિચાર. મન્દ વિવેકથી કરીને જડતા બતાવી છે. કષ્ટે=કષ્ટથી=એ ક્રિયાવિશેષણ, પાછું વળે એ ક્રિયાનું છે.

૨ સહુ ભાવ શૂન્ય—વિસ્મયવિનાના બીજા બધા ભાવથી રહિત. સુધા-સ્નપિત=સુધા (અમૃત)થી સ્નપિત (નવરાવેલું). બીજી ને ચોથી લીટીમાં અલંકાર ઉત્પ્રેક્ષા છે. પ્રકૃતની (ઉપમેયની) અપ્રકૃતની (ઉપમાનની) સાથે સંભાવના કરી હોય તે ઉત્પ્રેક્ષા. (મમ્મટ). આ શ્લોકમાં પર્યાયાલંકારનો પણ ભાસ છે: કેમકે એકનું એક હૃદય જે, પહેલાં સ્તબ્ધ હતું, પછી આન-ન્દમન્દ હતું તે હાલ વળી અગ્નિ–દગ્ધ છે. જ્યાં એક વસ્તુ ક્રમથી અનેકાશ્રય લે, અથવા અનેક વસ્તુ ક્રમથી એકાશ્રય લે ત્યાં પર્યાય. (મમ્મટ).

નની વેદનાથી ખીન્ન થયેલી માલતીનાં લોચનને ટાઢાં કરનાર આ એમનું ચિત્ર એમને દેખાડું. અથવા થોડીવાર છો એ વિશ્રામ લે

**મક**:—ત્યારે ખીલેલાં ફુલનાં રેણાથી સુગંધવાળા શીતળ પરિમલે બધી બાગને છાઈ દેતા, આ કાઞ્ચનાર વૃક્ષની છાયા નીચે બેશીએ.

( તેમ કરે છે. )

પ્રિય મિત્ર માધવ ! નગરની સર્વ અંગનાઓએ કરેલા મહોત્સવથી રમણીય મદનોદ્યાનમાંથી પાછા વળ્યા પછી, મને તું કેવળ બદલાઇ ગયેલો લાગું છું. સહેજ પણ રતિવલ્લભના બાણના સપાટામાં તો નથી આવી ગયો ?

( માધવ લજ્જાથી નીચું ઘાલે છે. )

**મક**·—( હસતો ) સુંદર મુખકમલને નીચું નમાવીને કેમ બેઠો? જો,

**સંતતિલક.**

પ્રાણી રજો ગુણ તમોગુણથી ભરેલા,—
મોટા મહેશ વળી વિશ્વતણા વિધાતા,—
આ ચિત્તજન્મ[1] સઘળે સમશકિત દાખે,
લજ્જાથી તું શીદ હવે મન ઢાંકી રાખે ? ૨૧

**માધ**.:—મિત્ર ! શા માટે ના કહું, સાંભળ અવલોકિતાએ કુતુહલ ઉત્પન્ન કર્યાથી હું કામદેવના મંદિર આગળ ગયો. ત્યાં મદિરા જેવા રેલાતા મધુર સુગંધથી ખેંચાઇને આવતાં મધમાખીનાં ટોળાથી છવાઇ ગયેલી કળીયોરૂપી મનોહર અલંકારથી રમણીય, આગણામાંજ ઉગેલા, નાના બોરસળીના વૃક્ષના કયારાની કોરે, ચોતરફ પરિક્રમણ કરીને જોઇ રહ્યા પછીથી, થાકી જવાને લીધે હું બેઠો. તે વૃક્ષનાં અકસ્માત નિરંતર[2] પડેલાં પુલ વીણી લેઇને યુકિત પૂર્વક રચનાથી રમણીય હાર મેં ગુંથવા માંડયો. એવામાં આખા જગતના વિજયને અર્થે કામદેવની જાણે ચાલતી

૧ ચિત્તજન્મ=ચિત્તમાં છે જન્મ જેનો એવો. મનોભૂ, સ્મર=કામદેવ.
૨ નિરંતર=નિર્ (નથી)અંતર(છેટું) =છેટેછેટે નહીં; સજ્જડ; ખીચોખીચ.

ધજા હોય એવી, બાલકને યોગ્ય ભુષણવસ્ત્રથી જેની કુમારિકાવસ્થા જણાઇ આવતી હતી એવી, ઉમદા કાન્તિવાળી, ભવ્ય પરિજનસહિત, કોઇક, મંદિરમાંથી નીકળીને ત્યાં આવી. તેને,

**वसंततिला.**

શું રમ્યતા ગુણનિધિ તણી મુખ્ય દેવી,
સૌન્દર્યસારસમુદાયનું ધામ કેવી?
નક્કી સખા ઘડયું રૂડું વપુ કામદેવે,
ઈન્દુ, સુધા, કમલ, ચન્દ્રમયૂખ લેને. ૨૨[1]

એની પ્રિયસખીઓને પેલાં ખીચોખીચ પડેલાં ફુલ વીણવાની ઇચ્છા થવાથી, તેમના કેહેવાને લીધે, તે તેજ બોરસળીના ઝાડ પાસે આવી. એનામાં, કોઇક ભાગ્યશાળીને લીધે ઘણા દિવસથી વધતો, મન્મથની વ્યથાનો વિકાર મેં દીઠો. કારણ કે એના,

**मालिनी.**

કમલિની કરમાતી પેર અંગો સુકાં છે,
કરતી કંઇ ક્રિયાએ પ્રાર્થના દાસ જ્યારે:
નુતન કરિ તણા જે દાત, તેવા, કપોલ,
શશિ સમ શુભ શોભે હોય જો નિષ્કલંક. ૨૩[2]

૧ ઈન્દુ=ચન્દ્ર. સુધા=અમૃત. મયુખ=કિરણ. પેહેલી બે લીટીમાં સસન્દેહાલંકાર છે. જ્યાં પ્રકૃત અને અપ્રકૃત વચ્ચે સંશયાત્મક ભેદ જણાવ્યો હોય ત્યા સસન્દેહાલંકાર. (મમ્મટ). નક્કી પદવડે ઉત્પ્રેક્ષા બતાવી છે. છેલ્લી બે લીટીમાં ઉત્પ્રેક્ષા છે. ચોથી લીટીમાં તુલ્યયોગિતાલંકાર છે. પ્રકૃત (ઉપમેય) કે અપ્રકૃત (ઉપમાન)નો એકજ ધર્મ હોય તે તુલ્યયોગિતા (મમ્મટ). અહીંયાં ઇન્દુ, સુધા વગેરે અપ્રકૃતજ છે તેમનો ધર્મ એકજ "લેવાયાનો" છે. વેદાભ્યાસથી જડ બ્રહ્મા પંચમહાભૂતમાંથી આવી સુંદર છબી ક્યાંથી કરી શકે માટે એને કામદેવે પોતેજ બનાવી છે; અને એનાં અંગ, ઇન્દુ વગેરે ઉપમાન યોગ્ય દ્રવ્યથીજ ઘડયાં છે.

૨ કમલિની=કમલનું વન. હોય જો વ.—જો શશી નિષ્કલંક હોય તો તેના જેવા, કપોલ (ગાલ) શોભે. આ ઠેકાણે અતિશયોક્તિ અલંકાર થયો.

પ્રથમ દર્શનથીજ અમૃતના અંજનની પેઠે મારી આંખને અત્યંત આનંદ આપતી તે, લોહચુંબક મણિની પેઠે લોહધાતુ મય મારા અંતઃકરણને આકર્ષવા લાગી. અથવા ટુંકામાં.

### वसंततिलका.

સંતાપનું દુખમહા નિત વેઠવાને,
ચોટયું અકારણ જઇ મુજ ચિત્ત એને:
નક્કી શુભાશુભ કરે સહુ જીવ કેરૂં,
સર્વોપરી જગતમાં ભવિતવ્યતા તું.        ૨૪

**મક.**—મિત્ર માધવ ! પ્રેમ, અને તેની ઉત્પત્તિ વળી કોઇ કારણને આધીન, એ કલ્પનાજ વિરૂદ્ધ છે. જો,

### मालिनी.

મનમહિં કઇ હેતુ પ્રીતિ સૌને કરાવે,
નહિ નહિ કદિ બાહ્યાકર્ષણે પ્રેમ આવે;
દિનકરઉદયે જો પદ્મ પામે વિકાસ,
હિમકરઉદયેથી, જો, દ્રવે ચન્દ્રકાન્ત.        ૨૫[1]

નુતન દાંત ગ્રહણ કરવાનું કારણ, ગાલ ઉપરના રોમાંચ્ચનું ગ્રહણ કરવાનું છે કમલિની શબ્દથી કૃશતા, મુકાતાં અંગથી નિદ્રાનાશ, ક્રિયા ન કરવાથી કાર્ય-ઉપર અનાદર સુચવ્યાં છે. આ ત્રણેથી કરીને ગ્લાનિ બતાવી છે.

૧ ચન્દ્રકાન્ત—એ નામના મણિમાંથી ચન્દ્રના કિરણના સ્પર્શવડે પાણી ઝરે છે (દ્રવ થાય છે). પદ્મ=કમલ—દિનકર=સૂર્ય. બાહ્યાકર્ષણ=જેવાં કે રૂપ દ્રવ્ય વગેરે. કંઇ હેતુ=કોઇક અવર્ણ્ય હેતુ. સાધર્મ્યથી સામાન્યવડે વિશેષ સમર્થનરૂપ અર્થાન્તરન્યાસાલંકાર આ શ્લોકમાં છે. જ્યાં સામાન્ય કે વિશેષ, વિશેષ કે સામાન્યથી, સાધર્મ્ય કે વૈધર્મ્ય માર્ગે પુષ્ટ થાય ત્યાં અર્થાન્તરન્યાસ (મમ્મટ). અહીં અન્તરમાંનોજ કોઇક હેતુ પ્રીતિ કરાવે છે એવી સામાન્ય વાત, સૂર્ય અને પદ્મ તથા મણિ અને ચન્દ્રના વિશેષ દાખલાથી પુષ્ટ કરી છે. આ ઠેકાણે સાધર્મ્ય માર્ગે (બે વસ્તુ વચ્ચે સાધારણ મળતાપણું હોવાથી) સામાન્ય પુષ્ટ થાય છે.

હાં, પછી.

**માધ.**—પછીથી ત્યાં, **वसंततिलका.**

દેખી મને જયમ ખરેખર ઓળખીને,
ભ્રૂના વિલાસથકી "તે જન આ" કહીને;
અન્યોન્યનાં મન લહી સખિયો બધીએ,
મન્દસ્મિતામૃતમધુર કટાક્ષ મારે. ૨૬

**मक.**—(સ્વગત) ઓળખ્યો પણ ખરો કે !

**माध.**—પછી, લીલાપૂર્વક તાળી પાડવાને ઉપાડેલે હાથે તાળી પાડવાથી કંકણનો ખડખડાટ કરતી, બીહીનેલા મદોન્મત્ત રાજહંસના વિભ્રમ જેવી સુંદર ચરણની ગતીથી નૂપુરના ઝમઝમાટથી મિશ્ર મેખલાની ઘુઘરીનો ઘમઘમાટ કરતી, એની સખીઓ પાછી વળીને, રે ભર્તૃદારિકા ! અહીંયાં કોઈ કોઇનું કાઇક બેઠું છે એમ કેહેતી કેહેતી મારી તરફ આંગળીયો કરવા લાગી.

**मक.**—(સ્વગત) અહો ! આનો પ્રથમાનુરાગ પણ ખુબ વધેલો જણાય છે ! !

**कलह.**—(સાંભળીને) સરસ અને રમણીય અર્થવાળી સ્ત્રીજન કથા ચાલી રહી જણાય છે.

**मक.**—હા, પછી.

**माध.**—એવામાં, **वसंततिलका.**

વૈચિત્ર્ય જેનું નહિ વાણી વડે કથાય—
સ્ત્રી વિભ્રમે પુરિત, જે વિજયી ગણાય—
જે કાપતો ધિરજ, સાત્વિકભાવ યુક્ત—
પદ્માક્ષી—મંત્ર નિકળ્યો, મદને પ્રયુક્ત. ૨૭[1]

૧ પદ્માક્ષાનો મત્ર, ઉપર કહેલાં વિશેષણયુક્ત, મદનગુરૂએ શિખવેલો, પ્રત્યક્ષ નીકળ્યો. વિભ્રમ—સ્ત્રી ઇત્યાદિ જોવાથી ચિત્તમા જે તરલના થાય છે તે. સાત્વિકભાવ—બાહ્ય વિશ્વમાં ચમત્કૃતિમય પદાર્થ જોવાથી મનમાં ભાવ ઉત્પન્ન થાય છે. આભાવાનુસાર અંગની પ્રકૃતિને સાત્વિકભાવ કહે છે. સાત્વિકભાવ આઠ છે:

પછી,

### मालिनी.

સ્થિર,–વિકસિત,–ઉંચી થાય છે ભ્રૂલતા જ્યાં,–
પ્રીતિમય,–જરિઝીણી,–કોણ વિસ્તાર છે જ્યાં,–
મુજ નયન મળેથી ખાય સંકોચ માત્ર–
વિધિવિધિની, થયો હું. દૃષ્ટિયો કેરૂં પાત્ર. ૨૮[1]

તેથી: મૃદુ,–ચલિત,–સપ્રેમી,–મન્દ,–આલસ્યવાળી,–
હસતી લગીર કીકી,–વિસ્મયે જે ભરેલી,–
અશરણ ચિત ચોરી, પક્ષ્મલાક્ષી–કટાક્ષે,
ઊંડિ ઊંડિ મહિં પેશી, પાન કાપી કર્યું છે. ૨૯[2]

આ પ્રમાણે તે અંગે અંગથી હૃદયને આનંદ આપનારીના જણાતા પ્રેમથી હું ગાંડો થઇ ગયો હતો, તોપણ મારો ચિત્ત-

દુહો.

સ્વેદ સ્તંભ, રોમાંચ, ને કંપ, વળી સ્વરભંગ,
વિવરણ, અશ્રુ, પ્રલય, એ આઠે સાત્વિક અંગ. ૧૧

૧ સ્થિર વગેરે દૃષ્ટિનાં વિશેષણ છે. ઉપરના શ્લોકમાં પ્રીતિભાવનું વર્ણન કર્યું છે દુહો નેત્રાદિક્યાં ઉપજે, શૃંગારાર્થ જણાય; પ્રીતિ જે દર્શાવતો પ્રીતિભાવ ગણાય. ॥ ૧૨ ॥ ભાવ પછી હેલા થાય છે. ॥ દુહો ॥ સાધ્વસ, લજ્જા, કૌતુકો, પ્રિયસંભોગે થાય. તેમાંથી જે નિપજ્યો, હેલા, વેગ ગણાય. ॥ ૧૩ ॥ આ શ્લોકમાં હેલાનું વર્ણન છે. કોણ વિસ્તાર વગેરે=આંખના ખુણા પહોળા થાય તેવી દૃષ્ટિ.

૨ મૃદુ વગેરે કટાક્ષનાં વિશેષણ છે. પક્ષ્મલાક્ષીકટાક્ષ=પક્ષ્મલ (સારી પાંપણવાળી ) છે અક્ષિ (આંખ) જેની એવી માલતીના કટાક્ષે. હવે માધવને પૂર્ણ પ્રીતિ થઇ. મારૂં ચિત્ત એણે પાન કરી લીધું એ શબ્દોથી તેનામાંજ પોતાની લીનતા બતાવી. કટાક્ષ કેવાં–મીચવાથી મૃદુ, કૌતુકથી ચલિત, પ્રીતિથી પ્રેમી, નિમિષવિના મન્દ, મદથી ઘેરાયલાં એટલે આલસ્યયુક્ત; અશરણ ચિત–અશરણ શબ્દવડે નાયિકાના રૂપની ઘણી પ્રશંસા કરી છે. કેમકે એ રૂપ જોવાથીજ હૃદય અશરણ થયું. મૃદુ પદથી મધુરતા, ચલિતથી લજ્જા નાશ, સપ્રેમીથી અભિલાષ, મન્દથી હર્ષ, આલસ્યથી નિદ્રાનાશ વગેરે પણ સુચવ્યાં છે.

વિક્ષેપ ઢાંકવાની ઇચ્છાથી, પેહેલાં શરૂ કરેલા હારનો બાકીનો ભાગ મેં જેમ તેમ પુરો કર્યો. પછીથી હાથણી ઉપર બેશીને હાથમાં લાકડીઓ તથા શસ્ત્ર ઝાલેલા કંચુકીજનોના પરિજનસમેત તે ઇન્દુમુખી નગરમાં જવાના રસ્તાને શોભા આપવા લાગી. તે વેળે, એ પક્ષ્મલાક્ષીએ જતે જતે,

**वसंततिलका.**

મોઢું ફરી ફરી ગળાસહ ફેરવીને,
જેવું ડીઠું કમલનું મૃદુ, વાળી હેને:
પાશ્યું વિષે વળી સુધાથી કટાક્ષબાણ,
માર્યું ઊંડુ હૃદયમાં દહતુંજ પ્રાણ. ૩૦

ત્યારથી,

**शिखरिणी.**

ન માપ્યો જે જાયે, ન વચનવિવેકે વરણવ્યો;
ન આ જન્મારામાં અનુભવપથે જે ઉતરિયો,
વિવેકપ્રધ્વંસે અતિ સજડ મોહે ગહન જે,
કશો તે સંતાપે જડ કરીજ, વિકાર, મનને. ૩૧

વળી, પડી વસ્તુ પાસે પરખ પણ થાતી ન મુજથી,
સ્મૃતિ અભ્યાસેલા વિષયની યથાર્થે થતી નથી,
ટળેના દુઃખાગ્નિ, શિતલજલમાં ચન્દ્રદ્યુતિમાં,
ન ચોટે કો ઠામે, મન ભમી લખે કાંઈ નભમાં. ૩૨[1]

**कलहंस.**—આને કોઇકે ખરેખર વશ કર્યો છે. એ માલતીજ હોય તો કેવું સારૂ !

**मक.**—( સ્વગત ) શી પ્રેમાસક્તિ ! શું એને હું વારૂં ? અથવા,

---

૧ એકત્રીશમા શ્લોકમાં વિવેકનાશ બતાવીને જડતા સુચવી છે. પછી બત્રીસમા શ્લોકની પ્રથમપંક્તિમાં જડતા, બીજીમાં અનુસ્મૃતિ, ત્રીજીમાં ઉદ્વેગ, અને ચોથામાં ઉન્માદ અવસ્થા બતાવી છે. જડ કરી દઇને વિકાર મનને બાળે છે, પીડે છે. એ વિરોધ છે માટે વિરોધાલંકાર. લક્ષણ આગળની પેઠેજ. અહીંયાં જડ કરવાની ક્રિયાનો સંતાપવાની ક્રિયા સાથે વિરોધ છે.

### वसंततिलका.

મા મોહ કામ તુજને જરીએ પમાડો,
મા બુદ્ધિ તારી અવિકારી, મલીન થાઓ;
એ ઉપદેશ અહિંયાં નકી વ્યર્થ ભાસે;
કામે ચઢાવ્યું શર ચાપ, અને યુવાએ. ૩૩[1]

(પ્રકાશ) મિત્ર ! એનાં કુલ અને નામ તેં જાણી લીધાં કે નહિ ?

**माध.**— સખા સાંભળ: હાથણી ઉપર ચઢતી વખતેજ તેની સખીઓના મોટા ટોળામાંથી એક ગણિકા પાછળ રહી; અને બોરસળીના વૃક્ષનાં ફુલ વીંણતી વીંણતી પાસે આવીને, નમસ્કાર કરી કામદેવને મિશે મને આ પ્રમાણે કેહવા લાગી. મહાભાગ! સુશ્લિષ્ટ ગુણને લીધે આ તમારો સુમનનો સંયોગ રમણીય ભાસે છે, અમારા નાથની પુત્રી કુસુમવ્યાપારમાં નવીનજ છે તેથી તે ઘણી આતુર છે, માટે આ ચતુરાઈ કૃતાર્થ થાઓ, વિધાતાની નિર્માણ-રમણીયતા ફળો, આ સરસ અમારી ભર્તૃદારિકાને ગળે લટકવાની મહત્તા મેળવો.[2]

**मक.**—વાહ ચતુરાઇ !

**माध.**—તેણે મારા પુછવાથી કહ્યું કે અમાત્ય ભૂરિવસુની આ પુત્રીનું નામ માલતીછે: અને મારૂં, એની વિશ્વાસસ્થાન અને દુધબેહેનનું નામ લવંગિકા છે.

---

૧ કામે અને યુવાએ બન્નેએ શર, ચાપઉપર ચઢાવ્યું છે: અર્થાત્ કામની અસર ઘણી વધી ગઇ છે; ને એની અવસ્થા પણ ખીલતી તરૂણ છે.

૨ આ વાકયમાં બે અર્થ છે: મુખ્યાર્થ હારને લાગેછે ને વ્યંગ્યાર્થ માધવને લાગેછે. મહાભાગ=મોટા ભાગ્યવાળો (માધવ—હારનો કર્તા—અને કામદેવ—માધવનો કર્તા) સુશ્લિષ્ટગુણ=હારપક્ષે, સુશ્લિષ્ટ—સારો ગુંથેલોછે ગુંણ (દોરો) જેનો. માધવ અને માલતી પક્ષે, સારાછે ગુણ જેના. સુમન—(હારપક્ષે) ફુલ; સારા મનવાળાં (માલતી અને માધવ.) કુસમવ્યાપારમાં=(માલતી પક્ષે) હાર વિગેરે ગુંથવામાં; (કામપક્ષે) કુસુમ કામનાં બાણછે માટે કામનાં બાણનો પ્રહાર—ફુલનો વ્યાપાર—માલતી ઉપર નવોજછે. વિધાતા—માધવ (હારનો);કામ દેવ(નાયકઅને નાયિકાનો;)સરસ=રસયુકત, તાજો, નવો(હાર); રસજ્ઞ(માધવ)

**कल.**—(હર્ષથી) શું માલતી! સદ્દભાગ્યે કામદેવે યોગ્ય કામ કર્યું. આપણી હવે ફતેહ થવાની.

**मक.**—પ્રધાન ભૂરિવસુની એ પુત્રી છે એટલે તો અલબત એને બહુ માન ઘટે. વળી ભગવતી કામન્દકી તો માલતી માલતીજ ઝંખે છે; ને એવું સંભળાય છે કે રાજાએ નન્દનને પરણાવવા સારૂં એનું માગું કર્યું છે.

**माध.**—તેણે મને ઘણો આગ્રહ કર્યાથી મેં મારે ગળેથી ઉતારીને બોરસળીની માળા તેને આપી. જેનો એક ભાગ માલતીના મુખ તરફ જોઇ રહ્યાથી વ્યગ્ર હાથે અખડાબખડી ગુંથેલો હતો એવી માળાનું તેણે પણ મોટો અનુગ્રહ માનીને ગૃહણ કર્યું. પછીથી મેળો વેરાઇ જવાથી માણસોના મોટા ટોળામાં તે મળી ગઈ એટલે હું અહીં આવ્યો.

**मक.**—માલતીએ પણ આગળથી પ્રેમ દેખાડીને આ વાતતો ક્યારની એ સુચવી છે. વળી જે કપોલની પાણ્ડુતા વગેરે ચિન્હથી સુચવેલી મદનવ્યથા હતી તેપણ તારેજ માટેછે એમ સાફ જણાયછે. નથી સમજાતું માત્ર એટલુંજ કે એણે તને ક્યાં પ્રથમ જોયેલો. એવી મહાભાગ્યશાળી કુમારિકાઓ એક ઠેકાણે પોતાનું ચિત્ત ચોટાડી બીજે ઠેકાણે ચક્ષુપ્રીતિ કરે એમ તો સંભવે નહીજ.

### इन्द्रवज्रा.

અન્યોન્યની દૃષ્ટિ મિલાવવી સર્વે,<br>
કે'તી, સખી કોઇનું કોઇ આ છે;<br>
ધાત્રેયિકા[1] કેરી વિદગ્ધ વાણી;<br>
નીશાનીઓ સૌ પ્રથમ પ્રીતિની. ૩૪

**कलह.**—(પાસે આવીને) વળી આ ચિત્ર પણ.[2]

(એમ કહી ચિત્રપાટી દેખાડે છે, તે બન્ને જુવે છે.)

૧ ધાત્રેયિકા=દુધબેહેન. ૨ આ ચિત્ર પણ પ્રીતિની નીશાનીમાં ઉમેરો.

**मक**—કલહંસક ! આ માધવનું ચિત્ર કોણે કાઢયુ ?

**कल.**—જેણે એનું હૃદય હર્યું છે તેણેજ.

**मक.**—શું માલતીએજ ?

**कल.**—હા.

**माध.**—મિત્ર મકરન્દ ! તારી કલ્પના ખરી પડી.

**मक.**—તું એ ક્યાંથી લાવ્યો કલહંસક ?

**कल.**—મેં મન્દારિકા પાસેથી આણ્યું. અને એ લવંગિકા પાસેથી લાવી છે.

**मक.**—માલતીને માધવનું ચિત્ર કાઢવાનું શું પ્રયોજન, તે કંઇ મન્દારિકાએ બતાવ્યું ?

**कल.**—ઉત્કંઠાવિનોદને સારૂ.

**मक**—મિત્ર માધવ ? હવે તું ધિરજ ધર.

**वसंततिलका.**

જે છે કુલીન તવ નેત્રની ચન્દ્રજ્યોત્સ્ના,<br>
તું એ છું સાધક મનોરથ સર્વ તેના;<br>
થાશે સમાગમ અસંશય નિર્વિયોગ,<br>
જે માટ કામ, વિધિ બે કરતા પ્રયોગ. ૩૫

તને આટલા વિકાર કરનાર માલતીનું રૂપ જોવા સરખુંજ હશે, માટે આના ઉપર માલતીનું ચિત્ર પણ કાઢ.

**माध.**—જેવી મિત્રની ઇચ્છા; ત્યારે ચિત્રપાટી અને પીછીઓ લાવો.

**माध.**—(ચિત્ર કાઢતાં) સખા મકરન્દ ! (મકરન્દ આણી આપે છે.)

**मंदाक्रान्ता.**

વારે વારે મુજ નયનને રૂંધી લે અશ્રુપૂર,<br>
સંકલ્પોથી પ્રિયતમતણા સ્તબ્ધ ગાત્રો જરૂર,<br>
સ્વેદે ભીનો, વળી બહુ બહુ આંગળી જેની ધ્રૂજે,<br>
આલેખ્યે આ કર અટકતો. શું કરૂં હું ? ન સુઝે. ૩૬[1]

---

૧ મનમાં માલતીનો સંગમ થયાના હર્ષથી થતા સાત્વિક ભાવનું આ શ્લોકમાં વર્ણન છે. અશ્રુ, સ્તંભ, સ્વેદ અને કંપ એ ચાર અહીં બતાવ્યાં છે.

તો પણ પ્રયત્ન કરૂં છું (ઘણી વારે ચિત્રીને બતાવે છે.)

**मक.**—(જોઇને) તારો પ્રેમ ખરેખર યોગ્ય સ્થળે લાગ્યો છે. (આશ્ચર્યસહિત) એટલાકમાં બનાવીને શ્લોક પણ લખ્યો કે શું (વાંચે છે.)

## हरिणी.

વિજયી જગમાં, ઝાઝી વસ્તુ વિધુની કલાદિ છે;
પ્રકૃતિમધુરી બીજી વસ્તુ ખુશી મનને કરે;
પણ જગવિષે આવી દષ્ટે વિલોચનચન્દ્રિકા,
મુજ જનમમાં, તે છે, રૂડો મહોત્સવ સર્વથા. ૩૭[1]
(ઉતાવળી ઉતાવળી મન્દારિકા પ્રવેશ કરે છે.)

**मन्दा.**—કલહંસક! તારે પગલે પગલે હું આવી પોહોચી (માધવ મકરન્દને જોઇને લજવાતી) અહો આ મહાજનો પણ અહીંજ છે કે! (પાસે જઇને) વન્દન કરૂં છું.

**बन्ने.**—મન્દારિકા! આવ બેશ.

**मन्दा.**—(બેશીને) મારી ચિત્રપાટી લાવ કલહંસક!

**कल.**—(લેઇને) લે.

**मन्दा.**—(જોઇને) કલહંસક! કોણે, અહીં શા પ્રયોજનથી, માલતીનું ચિત્ર કાઢયું.

**कल.**—જેનું જે નિમિત્તથી માલતીએ ચિત્ર કાઢયું છે તેણેજ.

**मन्दा.**—(હર્ષ પામતી) સદ્ભાગ્યે પ્રજાપતિની ચતુરાઇનું ફલ હવે પ્રકટ થયું ખરૂં.

**मक.**—મન્દારિકા! આ તારો વલ્લભ જે વાત કહે છે તે યથાર્થ છે?

---

૧ વિજયી–મનને આનન્દ કરવાથી વિજયી. પ્રકૃતિમધુરી–સ્વભાવેજ, પ્રકૃતિથીજ, મધુરી, રમણીય. આ બન્ને પ્રકારની વસ્તુઓ ખુશી કરવાવાળી છે પરંતુ મને તો તે દુઃખ દે છે. જે મને સુખ કરે છે તે તો આ વિલોચનની–આંખની–ચન્દ્રિકા–ચાંદની–માલતીજ છે. જે ચન્દ્રિકા વગેરે પોતાને દુઃખ દે છે તેજ ચાંદનીની સાથે માલતીને સરખાવી છે એ ખરૂં જોતાં વિરૂદ્ધવાણી છે માટે અહીંયા વ્યાહતત્વ નામનો દોષ થયો. (મમ્મપટ).

**मन्दा.**—હા મહારાજ.

**मक.**—માલતીએ માધવને પેહેલાં ક્યાં જોએલો વારૂં ?

**मन्दा.**—બારીએથી, એવું લવંગિકા કેહેતી હતી.

**मक.**—મિત્ર ! પ્રધાનના ઘર આગળને રસ્તેથીજ આપણે ઘણુંકરીને જઇએ છીએ તેથી એપણ સંભવિત છે ખરૂં.

**मन्दा.**—મહારાજ ! હવે મને રજા આપો, કે હું કામદેવનું આ શુભકાર્ય પ્રિયસખી લવંગિકાને જઇને નિવેદન કરૂં.

**मक.**—તેમ કરવાનો આજ યોગ્ય અવસર છે.

( ચિત્રપાટી લઇને મન્દારિકા જાય છે. )

**मक.**—અતિઉષ્ણકિરણવાળો સહસ્રકિરણયુક્ત ભગવાન્ સૂર્ય મધ્યાન્હને શોભાવે છે, માટે ચાલ ઘેર જઇએ.

**माध.**—હું એમ ધારૂં છું કે,

**वसन्ततिलका.**

કીધી પ્રભાત રૂડી કુંકુમ કેરી આડ
મુગ્ધાક્ષીને, પરિજને દીપતી લલાટ:
વૈદગ્ધ્ય વાપર્યું[1] બધું વણસીજ જાશે;
સ્વેદામ્બુરેલ સહુ અંગ વિષે છવાશે. ૩૮[1]

વળી, ખીલી કળી સરવ કુંદલતાની રૂડી,
તેના પરાગનો સુગંધથકી સુગંધી;
તોયે જરા ચપલલોચની ને નતાંગી,
પ્રત્યેક અંગ કર શીતલ, વાયુ ! ભેટી. ૩૯[2]

---

૧ વૈદગ્ધ્ય વ.–પેલી આડ કરવામાં વાપરેલી સેવકજનની ચતુરાઇ, પરસેવા વડે આડ ધોવાઈ જવાથી વણસી જશે. આ વખતે માધવની ઉન્માદાવસ્થા છે માટે કેવળ માલતીનુજ સ્મરણ થયાં જાય છે.

૨ ભેટી એ ક્રિયાપદનાં કર્મ નતાંગી અને ચપલલોચની છે. નતાંગી= નત ( નમેલાં ) છે અંગ જેનાં એવી. જરા નમી જઇને ચાલતી મરોડવાળી ઠમકોકરતી અંગનાઓ અતિ સુંદર દીસે છે, તેવી.

**मक.**—( સ્વગત ) **वसंततिलका.**

હા, કામદેવ નિરવગ્રહ દુઃખ દે છે,
અંગો સુકોમલ બધાં દુખથી દમે છે.
થોડાકમાં અતિશ દીન દશા કરી છે,
તાવે દશા કલભની જ્યમ ફેરવી છે. ૪૦[1]

તેથી હવે ભગવતી કામન્દકીને શરણ જવું જોઇએ.

**माध.**—( સ્વગત ) આશ્ચર્ય કે,

**वसंततिलका.**

દેખું અહીં, તહીં, અગાડી, પછાડી, તેને,
બાહ્યાન્તરે ફરતી, પાછળ, સર્વ ઠામે;
ખીલ્યા રૂડા કનકના મૃદુપદ્મ જેવું,
પ્રેમાળ દૃષ્ટિ નભમાં, મુખ, એવું, જેનું. ૪૧[2]

( પ્રકાશ ) મિત્ર ! હવે.

**मालिनी**

મમ જીવ મથી નાંખે કોઈ આ દેહદાહ !
હરિ હરિ સહુ લે છે ઇન્દ્રિયજ્ઞાન, મોહ;

---

૧ નિરવગ્રહ=જરાપણ અટક્યા શિવાય. કલભ=હાથીનું બચ્ચુ. દશા ફેરવીછે—હાથીને દુઃખી કર્યો છે. તાવ આવવાથી હાથી મરી જાય એ વાત પ્રશસ્ત છે. અલંકાર ઉપમા છે. લક્ષણાદિક આગળની પેઠેજ.

૨ ઉન્માદાવસ્થા અત્યંત વ્યાપવાથી પોતે તેનુંજ રૂપછે એમ માનેછે. મારાઉપર આસક્ત હોવાથી જે મુખની પ્રેમાળ આંખો આકાશતરફ હતો એવા મુખવાળીને હું સર્વઠામે દેખુંછું. અર્થાત્ જેવી રીતે જતાં જતાં તે મને જોતી હતી તેમને તેમજ હું એને અદ્યાપિ પણ દેખું છું.

મન મદનવ્યથાથી નાશી નાશી ઝુરે છે;
અગનથી બળતું તે પ્યારીમાં લીન રે'છે.　　૪૨[૧]

( સર્વે જાય છે. ]

॥ इति बकुलवीथी नाम प्रथमोऽङ्कः समाप्तः[२] ॥

# मालतीमाधव.

## द्वितीयोङ्कः

( બે ચેટીઓ પ્રવેશ કરે છે. )

**પેહેલી.**—તું સંગીતશાલાપાસે અવલોકિતા સાથે શી વાત કરતી હતી?

**બીજી.**—સખિ ! માધવના પ્રિયમિત્ર મકરન્દે મદનોદ્યાનમાં બનેલો સર્વ વૃત્તાન્ત ભગવતીને કહ્યો.

**પેહેલી.**—પછી.

**બીજી.**—પછી માલતીને મળવાની ઇચ્છાથી, અવલોકિતાને ખબર કાઢવા સારૂ ભગવતીએ મોકલી હતી; તેને મેં કહ્યું કે લવંગિકા સાથે માલતી એકાન્તમાં બેઠી છે.

---

૧ હવે સર્વ પ્રકારે પોતાની પીડા વર્ણવેછે. નાશી નાશી વ૦—એમાં વ્યાધિનો સમાવેશછે. પ્યારીમાં લીનતાથી ઉન્માદાવસ્થા સુચવીછે. અગનથી બળતું એ ઉન્માદાવસ્થાનું ચિન્હછે ઇન્દ્રિયજ્ઞાન = શરીરની ઇન્દ્રિયોની સ્વાભાવિક સ્વાદ, સ્પર્શ આદિ શકિત ( મોહ હરિ લેછે ). મારૂં હૃદય પ્રિયામાંજ લીનછે, પ્રિયામયછે, એટલે દુઃસહ દશામાં આવ્યા છતાં પણ મારૂં મૃત્યુ થનાર નથી એવો અર્થ પણ છેલ્લી બે લીટીથી સુચવ્યોછે.

૨ બકુલવીથી=બકુલ ( બોરસળી )ની વીથી (વન, હાર )=બોરસળીનાં વૃક્ષની હાર. આ અંકનો વૃત્તાન્ત બોરસળીના બાગમાં બનેલો માટે આ અંકનું એવું નામ યથાર્થછે.

**પેહેલી.**—અલી ! લવંગિકા, કેસરના વૃક્ષનાં ફુલ વિણવા સારૂં મદનોદ્યાનમાં પાછળ રહી હતી તે પાછી આવી કે શું ?

**બીજી.**—હા, તે પાછી આવી કે તરતજ બીજા બધા સેવકજનોને દૂર કરી, એનો હાથ ઝાલીને ભર્તૃદારિકા એને ઉપરની અગાશીમાં લઇ ગઇ.

**પેહેલી.**—બેશક પેલા મહાપ્રતાપીજનનીવાર્તાથી ત્યાં વિનોદ કરતીહશે.

**બીજી.**—(નિસાસો નાખતી ) એને વિનોદ શાનો ! આ વખત વળી એમનું પૂર્ણદર્શન થયું તેથી એનો પ્રેમ વધી જવાનો; ભર્તૃદારિકાનું રાજાએ નન્દનને સારૂં માગુ કરેલું તેને પણ પ્રધાને કહ્યું કે,

**પેહેલી.**—શું કહ્યું વારૂં ?

**બીજી.**—કહ્યું કે મહારાજ ! તમારી કુમારિકાના તમે ધણી છો.[1] આથી હું એમ ધારૂં છું કે માલતીના હૃદયમાં માધવના પ્રેમરૂપી કાંટો મરતા સુધી સાલશે.

**પેહેલી.**—ત્યારે ભગવતી કઇ છત બતાવશે કે નહીં ?

**બીજી.**—ચાલ ચાલ અસંબદ્ધ મનોરથ વાળી[2] !

## ॥ इती प्रवेशकः[3] ॥

---

૧ સાધરણ ભાષામાં આપણે કોઈ મોટા માણસને કહીએ છીએ કે " આ તમારાંજ છોકરાંછે" વગેરે; તેમજ આ ઠામે ભૂરિવસુ રાજાને કહેછે કે આ મારી પુત્રી પણ તમારીજ છે. એટલે તમે એના સર્વ પ્રકારે માલીક છોઃ જ્યાં નજરમાં આવે ત્યાં પરણાવો. બીજો અર્થ એવોછે કે મહારાજ તમારી પોતાની કુમારીકાજ તમારા તાબામાં હોય, પારકી ન હોય. માટે આવી વિવાહની વાત માંડી વાળવી. પણ આ ચેટીયો આ વાકય પહેલા અર્થમાંજ લેછે.

૨ જેના મનોરથ કંઇ સંબંધ વિનાના છે એવી. ભગવતી કામન્દકી કંઇ છત બતાવશે ? એ પ્રશ્નનો અર્થ એવો કે જો માલતા અને માધવને પ્રેમ હોય તો ભગવતી તેમને પરણાવી આપશે ? આવો વિચાર અસંબદ્ધ છે.

**દુહો.**

અંકદ્વયમધ્યે રહી, અર્થ સમાવા જાય,
સેવકજનની વાતથી, તેજ પ્રવેશક થાય. ૧૪

(પછી આસન ઉપર બેઠેલી કામપીડિત માલતી, અને લવંગિકા પ્રવેશ કરે છે).

**માલતી.**—હાં, પછી[1]

**લવ.**—પછી તે મહાભાગ્યશાળીએ મને આ બોરસળીની માળા આપી.

**માલ.**—(હર્ષ સહિત લઇને જોતી જોતી) સખિ ! આ હારનો એક ભાગ સાફ ગુંથેલો નથી.

**લવ.**—તેનાથી એ હારમાં જે અરમણીયતા આવી છે તેમાં વાંક તારોજ છે.

**માલ.**—કેમ વારૂ ?

**લવ.**—કેમકે દુર્વાના નાના અંકુર જેવા શ્યામ અંગવાળાને તેંજ એવો વ્યાકુલ કરી નાંખ્યો.

**માલ.**—તને મન વળાવતાં ઠીક આવડે છે,[2] પ્રિય સખી લવંગિકા!

**લવ.**—આમાં મન વાળવાનું શાનું? બેન ! મન્દપવનથી હાલતા ખીલેલા કમલના જેવાં શોભાયમાન, પ્રથમથી બોરસળીની માળા ગુંથવામાં સંકોચાયલાં તોપણ પાછળથી સાફ વિકસિત થતાં નયનથી, અતિશય વિસ્મયને લીધે સ્થિર થઈ જતી આંખોની કોરોની મન્દગતિરૂપી અદા કરતી વેળે એની નાચતી ભમર કામદેવના ધનુષની તુલના કરી શકે એવી રીતે, જોતો, એને પણ પ્રિય સખીયે કયાં નથી જોયો?

**માલ.**—(લવંગિકાને વળગીને) અહો પ્રિયસખિ ! એ મહાજનના

---

૧ આ ઠેકાણે માલતી વિરહોત્કંઠિતા નાયિકા છે, પ્રિયજનની કથાના શ્રવણમાંજ ગ્રસ્ત છે તેથી મોટ્ટાયિતભાવ જણાવ્યો છે. મોટ્ટાયિત તેનુ નામ કે, ।। દુહો ।। સખી મુખથી પ્રિયજનતણી કથા સાંભળી કાન ।। કર્ણ પોતરે અંગના, બદલે વપુની સાન ।। ૧૫ ।। લવંગિકાએ બકુલમાલા માગી ત્યાં સુધી સાંભળીને માલતી પુછે છે કે, હાં આગળ શું ?

૨ માલતીએ હારમાં દોષ કાઢયો ત્યારે લવંગિકા કેહે છે કે તારૂં (માલતીનુ) રૂપ જોઇને એ વ્યાકુલ થઇ ગયો તેથી એ માલા એવી થઇ છે. આવી પોતાના રૂપની સ્તુતિ, માલતી કેહે છે કે એક જાતનું મન વાળવાનું કારણ માત્રજ છે.

માત્ર પળવારજ જોનારને છેતરનારા વિલાસ સ્વાભાવિક હશે કે પછી પ્રિયસખી કેહે છે તેમ?

**लव.**—(હસીને ટોળમાં) તુંપણ તે પ્રસંગે સંગીતવિના સ્વભાવથીજ[1] નૃત્ય કરતી હતી નહિં વારૂ?

**माल.**—(લજવાતી) હાં પછી પછી.

**लव.**—પછીથી મેળો વેરાઇ જવાને લીધે માણસોનાં ટોળાંમાં તે મારી નજરે ન પડવાથી, હું મન્દારિકાને ઘેર ગઈ. એને મેં ચિત્રપાટી સવારમાં સોંપી હતી.

**माल,**—શા માટે વારૂં ?

**लव.**—એને માધવના અનુચર કલહંસક જોડે પ્રીતિ છે, તેથી એ તેને એ પાટી બતાવે એટલા સારૂં. અને ખરેજ મન્દારિકાએ પણ મનગમતીજ વધામણી ખાધી.

**माल.**—(મનમાં) નક્કી એ કલહંસકે પોતાના પ્રભુને એ ચિત્ર બતાવ્યુંજ હશે. (ચાસન) સખી ! શી વધામણી ખાધી એણે ?

**लव,**—પોતે સંતાપ પામતા, અને તને સંતાપ કરનાર,દુર્લભ મનોરથની દુઃસહવેદનાથી બળતા ચિત્તવાળાને એક પળમાત્ર શાન્ત કરનારા આ તારા ચિત્ર રૂપી, (એમ કહી ચિત્ર બનાવે છે).

**माल.**—(હર્ષ સહિત જોતી) અહો અદ્યાપિ પણ મારા હૃદયના અણવિશ્વાસને લીધે આવા રૂડા આશ્વાસનના કારણને પણ હું ખોટું માનું છું.[2] આ શું લખ્યું છે? (એમ કહી વાંચે છે.) ("વિજયી

૧ માલતી પુછે છે કે માધવના આવા વિલાસ સ્વાભાવિક હશે કે તું કહું છું તેમ કામથી થયેલા હશે. લવંગિકા જવાબ દે છે કે, જો માધવને દીઠા તે પ્રસંગે, તું સ્વાભાવિકજ નૃત્ય (અંગની ગતિ, અદા, નખરાં, વિલાસ વ૦) કરતી હત, તો અલબત માધવ પણ સ્વભાવિકજ વિલાસ કરતો હતો એમ મનાય; પણ તારીજ તરલતા કામથી થયેલી હતી, તો પછી માધવના વિલાસ સ્વાભાવિક શીદ હોય ?

૨ માલતી એમ શંકા કરે છે કે એને લવંગિકાજ માધવનું ચિત્ર કાઢીને મારૂં દુઃખ મટાડવા મને દેખાડતી હોય; માધવની પ્રીતિ છે કે નહીં તેની ખાત્રી આવા કારણથી થતી નથી.

જગમાં ઝાઝી વસ્તુ" વગેરે પેહેલાંનો શ્લોક વાંચીને હરખાતી). હે મહાભાગ ! તમારા બોલ તો આ તમારા રૂપ જેવાજ મીઠા હશે; પણ તમારૂં દર્શન તો તમને જોતાં સુધીજ મનને આનંદ ઉપજાવી, પરિણામે અત્યંત સંતાપકારક લાગે છે. જે કુમારિકાઓએ તમને દીઠા નથી, અથવા જોયા પછીથી પણ જે પોતાનું હૃદય વશ રાખી શકીઓ હશે, તમને ધન્ય છે.

**લવ.**—સખિ ! શું આથી પણ તને શાતા વળતી નથી ?

**માલ.**—સખિ ! શાતા તે શી રીતે વળે ?

**લવ.**—ડીટામાંથી ખરી પડેલા અશોકના પાંદડાની પેઠે કરમાતી, જુઈનાં તાજાં ફુલનો સ્પર્શ પણ ખમવાને અશક્ત થયેલી, તું જેને માટે દુઃખ વેઠે છે, તેને પણ ભગવાન્ મન્મથે સંતાપના દુઃસહ દુઃખમાં નાખ્યોજ છે.[1]

**માલ.**—ખમા કરે એ મહાભાગને, પણ મને તો શાતા વળવી દુર્લભ છે. ( રડતી ) વિશેષે કરીને વળી આજ પ્રિયસખિ !

### शिखरिणी.

પ્રીતિવ્યાધિ ચિત્તે, જલદવિષપેરે ચરિ વળે;
વળી, સંકોચાર્થી ધુણિરહિત અગ્નિસમ બળે,
બધાં ભાગે ગાત્રો, વિકટજ્વરપેઠે મથી મથી,
પિતાથી, માતાથી, જરિ નહિ ટળે દુઃખ, તુજથી. ૧.[2]

૧ લવંગિકા કેહેછે કે આ ચિત્ર જોયા પછીથી પણ માધવની પ્રીતિની ખાત્રી થાય છે કે નહીં ? માલતી ના કેહે છે ત્યારે લવંગિકા કેહે છે કે જેને માટે તને કામની પીડા થાય છે તેપણ તેનીજ પીડામાં પડ્યો છે; અર્થાત્ તેનો પ્રેમ તારા ઉપર છે.

૨ અલંકાર ઉપમા છે. પેહેલી, બીજી ને ત્રીજી લીટીમાં ત્રણ પૂર્ણોપમા છે. આ ઠેકાણે ત્રણ ઉપમા એકજ—પ્રીતિવ્યાધિના પસરવાનો—અર્થ દૃઢ કરવા કરેલી છે માટે માલોપમા થઈ. વિપ્રલંભશૃંગારમાં થતી વ્યથાનું વર્ણન આ શ્લોકમા કર્યું છે. પ્રીતિની પસરવાની ક્રિયા, વિષના ચરવા સાથે; પ્રીતિની દહનક્રિયા, અગ્નિના વ્યાપાર સાથે; અને એ પ્રીતિની અંગ ભાગવાની ક્રિયા જ્વરના વ્યાપાર સાથે સરખાવીને વિપ્રલંભ શૃંગાર પૂર્ણ પુષ્ટ કર્યોછે.

**लव.**—પ્રિયતમના સમાગમ આજ પ્રમાણે પ્રત્યક્ષે સુખ દઇ, પરિણામે દુઃખથી દુઃસહ થાય છે. વળી, જેને બારીયેથી મૂહૂર્તમાત્રજ જોયા પછીથી પણ તારા શરીરની અવસ્થા એવી થઇ ગઇ હતી કે, પૂર્ણિમાનો ચન્દ્ર પણ તને અગ્નિના સમૂહથી પૂર્ણ લાગતો હતો, અને તારો જીવ પણ કામના નિર્દયવ્યાપારથી સંશયમાં પડયો હતો, તેજ તું આજે એમનું પૂર્ણ દર્શન કર્યા પછીથી વધારે સંતાપ પામે એમાં શું કેહેવું? તેથી પ્રિયસખિ! આવા ગાઢપ્રેમને યોગ્ય, સંસારમાં મનોરથનું સ્તુતિપાત્ર અને દુર્લભ ફલ, ભાગ્યશાળી વલ્લભનો સમાગમજ છે એટલું અમે જાણીએ છીએ.[1]

**माल**—માલતીનો જીવ વાહાલો કરીને આવા સાહસકાર્યનો ઉપદેશ કરતાં જરા છાંની રે' છાંની.[2] અથવા વારંવાર જો જો કર્યાને લીધે દુઃખે ધૈર્યસ્તંભ ભાગી પડયાથી, વિશેષે વધી ગયેલી નિર્લજ્જ ચેષ્ટાએ હલકા પડી ગયેલા મારા હૃદયને સારૂં મનેજ ઠપકો ઘટે છે.

તોપણ પ્રિયસખિ! **हरिणी.**

પ્રકટી ગગને રાત્રિ રાત્રિ, સુપૂર્ણ દહો શશી,
મદન પિડજો, મૃત્યુનાથી થશે શું બીજું મથી ?
અમલકુલની માતા વ્હાલી, પિતા વળી પૂજ્ય તે,
અમલ કુલ છે વ્હાલું, ના એ, ન આ મુજ પ્રાણ છે. ૨[3]

૧ લવંગિકા કેહે છે કે તારૂં દુઃખ મટાડવાનો ઉપાય એકજ છે; તારા વલ્લભ જોડે તને મેળવવી.

૨ માલતીનો જીવ માત્ર તને પ્યારો છે પણ એની આબરૂ તને વાહાલી નથી. કદાપિ જીવ જાય તોયે શું ? પણ આવું સાહસ તથા ગેરઆબરૂનું કાર્ય કેમ કરાય ?

૩ ચંદ્ર દમે અથવા મદન પીડે પણ હું સાહસકાર્ય કરનારી નથી. મને જે ખરૂં પ્રિયછે તે મારી માતા, પિતા, અને મારૂં કુલ છે. પણ એ—મારો પ્યારો માધવ—(માત્ર સાહસ કરવાથીજ મળે એનો હોય તો) મને વ્હાલો નથી; તેમજ જેટલો એ વ્હાલો નથી તેટલોજ મારો જીવપણ મને વાહાલો નથી. નાયિકા ઉત્કંઠિત છતાં ચપલતાથી અવિચાર કાર્ય કરતી નથી તેથી તેનો ધૈર્યગુણ બતાવ્યો છે. જીવનો પણ દ્વેષ કરે છે તેથી ઉદ્વેગાવસ્થા સુચવી છે.

**લવ.**—(સ્વગત) હવે શો ઉપાય કરવો ?

(નેપથ્યમાંથી અરધી બાહાર આવીને.)

**प्रतीहारी**—ભગવતી કામન્દકી[1]

**बन्ने.**—ભગવતી કયાંથી !

**प्रती**—ભર્તૃદારિકાને મળવા આવ્યાં છે.

**बन्ने.**—ત્યારે કયાં છે ? (પ્રતીહારી જાય છે.) (માલતી ચિત્ર ઢાંકી દે છે.)

**लव.**—(સ્વગત) આ બહુ સારૂ થયું.

(કામન્દકી અને અવલોકિતા પ્રવેશ કરે છે.)

**काम.**—ધન્ય છે મિત્ર ભૂરિવસુ ધન્ય છે ! "તમારી કુમારિકાના તમે ધણી છો" એવું આ લોક અને પરલોકને અવિરૂદ્ધ વચન તેં યોજ્યું. વળી, મન્મથો-દ્યાનમાં થયેલા આજના વૃત્તાન્ત ઉપરથી વિધિની અનુકૂલતાનું અનુમાન થાય છે, બોરસળીની માળા તથા ચિત્રપાટી વગેરેના કાર્યથી અત્યંત પ્રમોદ થાય છે. અન્યોન્યાનુરાગ એજ વિવાહમાં અમુલ્ય મંગલ છે, અને અંગિરસે પણ એમજ કહ્યું છે કે "જેની ઉપર મન અને ચક્ષુ બન્નેનો પ્રેમ ચોટયો હોય તેજ કલ્યાણ કરશે."

**अव.**—આ રહી માલતી.

**काम.**—(જોઇને).

### शिखरणी.

દીપે સુકે અંગે, સરસકદલી-ગર્ભસરખી,
કલાહીણીમૂર્તી, શશિની, સમ, નેત્રોત્સવકરી;
દશા એની દીસે, મદનદહને કાંપતી, દુખી,
ખુશી પામે, કંપે, મન, દુખિત કલ્યાણી નિરખી. ૩[2]

---

૧ હવે શો ઉપાય કરવો એ પ્રશ્નનો જવાબ "ભગવતી કામન્દકી"છે. તેમજ મુખ્યાર્થ એવો કે આ ભગવતી આવ્યાં.

૨ સરસ=રસવાળા—કદલીના ગર્ભ જેવી ફીકી અને કોમળ તોય દીપે. કલાહીણી વ૦—ચંદ્રની કલાહીણી (એક કલાએ ઓછી, કૃષ્ણચતુર્દશીના ચંદ્ર જેવી) મૂર્તી (રૂપ) ના જેવી નેત્રને આનંદ કરનારી.

વળી, એ, **સંતતિલક.**

> ફીકા, અને પુલકનાથી[1] કઠોર દીસે,
> તે ગાલયુક્ત મુખથી પણ રમ્ય ભાસે;
> જેનો થયો અતિશયે રમણીય જન્મ,
> તેને દીપે, વિજયી, મન્મથના વિકાર. ૪[1]

અથવા, એ, કલ્પનામાં નિર્માણ કરેલા, એના વલ્લભના સમાગમસુખનો અનુભવ લે છે; ને તેથીજ,

**मंदाक्रान्ता.**

> નીવી કેરી છુટી ગઇ દિસે ગાંઠ બાંધેલી એની;
> હાલે એના અધર અતિશે; હાથની જોડ ઢીલી;
> સ્વેદે ભીનું શરિર દીસતું; નેત્ર છે અર્ધમીચ્યાં,
> પ્રેમે ભીનાં, મધુર, રસિલાં, મુગ્ધભાવે ભરેલાં; ૫
> ગાત્રે, ગાત્રે, લલિત દીપતો, સ્તંભ વ્યાપી ગયો છે;
> એની નાની કુચકલિ વિષે કમ્પ જામી રહ્યો છે;
> એને ગાલે, પુલક પટલો હર્ષથી આ થયાં છે;
> મૂર્છા એને વળિ ગઇ પછી, ચેતના ભાસતી છે. ૬[2]

( એમ કહી પાસે જાય છે.)

---

૧ પુલક–રોમાંચ, ઉભાં થયેલાં રૂવાં, તેવડે એના ગાલ કઠોર (rough) દીસતા હતા.

૨ મુગ્ધભાવે ભરેલાં—મુગ્ધ એટલે મોહ પામેલાં, સુખ પ્રાપ્ત થવાથી. પુલક પટલ=રોમાંચનો સમૂહ. ચેતના=જ્ઞાન. ભાન. મૂર્છા થઈ રહ્યા પછીથી ભાન થયું. નીવીબંધ છુટવાથી, અત્યંત અનુરાગને યોગ્ય કામનો આરંભ; અધરના હાલવાથી, ચુંબન; હાથ ઢીલા થવાથી, આલિંગન સુખ; સ્વેદથી, રતિરમતનો શ્રમ; દૃષ્ટિથી, સંકલ્પમાં મળેલા પ્રિયનું દર્શન; ગાત્રસ્તંભથી, અત્યંત હર્ષ; સ્તનકંપથી, પ્રિયનું ગાઢ આલિંગન; ગાલે થયેલાં રોમાંચથી, પ્રિયે કરેલું ચુંબન; મૂર્છાથી, અત્યંત આનન્દ; ચેતનાથી, રતિરમતનો અંત; એમ કામક્રીડાને યોગ્ય વિવિધ કામવ્યાપાર સુચવ્યા છે.

( લવંગિકા માલતીને ખસેડે છે ને બન્ને ઉભાં થાય છે. )

**માલ.**—ભગવતી વન્દન કરૂં છું.

**કામ.**—મહાભાગે ! તને ઇચ્છિતફળની પ્રાપ્તિ થાઓ.

**લવ.**—ભગવતી આ આસન ઉપર બીરાજો. (બધાં બેસે છે.)

**માલ.**—ભગવતિ ! કુશળ ક્ષેમ તો છો?

**કામ.**—(નિસાસો નાંખતી) કુશળ જેવું છે ખરૂં.

**લવ.**—(મનમાં) કપટનાટકની હવે પ્રસ્તાવના શરૂ થઈ (પ્રકાશ) અત્યંત અશ્રુના સમૂહને અટકાવવાથી ગળગળા થઇ ગયેલા ગળામાં ચોટી રહેલા હોય એવા, ભગવતીના બોલ આજ કાંઇ જુદાજ નીકળે છે, તે શા ઉદ્વેગના કારણથી વારૂં?

**કામ.**—આ મારાં જીર્ણ ચીવરને વિરૂદ્ધ પરિચયથીજ [૧]

**લવ.**—કેમ વારૂં ?

**કામ.**—અરે તું કેમ નથી જાણતી કે,

દ્રુતવિલંબિત.

વિજયી, મન્મથના શુભ બાણુના,
વળી વિલાસ-નિદાન શરીરના,
વર અયોગ્ય મળ્યે કરી શોચ્યના,
વિફળ ઓઘ જશે ગુણુના બધા. ૭[૨]

**લવ.**—રાજાનું કેહેવું માનીને. પ્રધાને માલતીનો નન્દન સાથે વિવાહ કર્યો, તેથી બધા લોક એમની નિંદા કરે છે.

**માલ.**—(મનમાં) શું પિતાએ રાજાને મારૂં બલિદાન આપ્યું !!

**કામ.**—આશ્ચર્ય છે કે,

---

૧ પરિચય=માલતીની સાથેનો. અર્થાત્ આ મારાં ભગવાને વિરૂદ્ધ સંસારિક—વિવાહ કરાવવાની—ચિંતાથીજ.

૨ વિલાસ-નિદાન=વિલાસ ( કામને યોગ્ય નાના પ્રકારની ચેષ્ટા) નું નિદાન (કારણ, મૂળ). એનાજ સુંદર શરીરથી સર્વ વિલાસ (love dalliance) ઉત્પન્ન થાય છે.

૩ અર્થાત્ નન્દનને પરણવાથી મારૂં મોત થશે.

## शिखरिणी.

ન જોયા કાંઇએ ગુણ, કયમ કર્યું કાર્ય? અથવા,
ન બાલાર્થે પ્રીતિ, કુટિલરિતિમાં મગ્ન મનમાં;
દીસે હેતુ આવો: નરપતિ તણો નર્મ પ્રિય તે,
સુતા દાને, મારો હિતકર સદા નન્દન બને. ૮[1]

**માલતી.**—(મનમાં) રાજાની પ્રીતિ પિતાને વાહાલી છે, પણ માલતી નથી ! !

**લવ.**—ભગવતિ ! તમે કહો છો તે સત્ય છે, નહિં તો એવા કદ્રૂપા અને વૃદ્ધ વરમાં શા ગુણ ભર્યા છે, તે, અમાત્યે કેમ ના વિચાર્યું ?

**માલતી.**—(મનમાં) અહા ! અનર્થરૂપી વજ્રના પ્રહારથી હું અભાગણી મરૂં છું.

**લવ.**—તેથી, ભગવતિ ! પ્રિયસખીને આ જીવતા મોતમાંથી ઉગારો. એ પણ તમારી પુત્રીજ છે.

**કામ.**—અરે અજ્ઞાન ! આમાં તે મારે ભગવતીને શું કરવાનું છે? કુમારિકાઓ મુખ્યત્વે કરીને પોતાનાં માબાપ તથા દૈવને તાબે છે. વળી કૌશિકી શકુંતલા દુષ્યન્તને, તથા અપ્સરા પુરૂરવસને પરણ્યાં એવું જે, આખ્યાન જાણનારા કેહે છે તે તથા સંજય રાજાવેરે પિતાએ પરણાવેલી છતાં પણ વાસવદત્તા ઉદયનને પરણી તે સર્વે સાહસકાર્ય જેવું ભાસેજ છે[2] એટલે એ ઉપદેશ કરવાની જરૂર નથી. સર્વ રીતે,

---

૧ ગુણ—રૂપ, વિદ્યા વગેરે ગુણ અન્યજનોમા છતા પણ રૂપ ગુણવિનાના નન્દનને માલતી પરણાવવાનું કાર્ય ક્યાંથી થયું ? અથવા રાજનીતિના કપટમાં ડુબેલા માણસોના મનમાં પોતાનાં છોકરાં ઉપર પણ ભાવ હતો નથીજ. નર્મપ્રિય=નર્મ સચિવ.

૨ આ ઠેકાણે વાક્યાર્થનું વજન "ભાસેજ છે" અને "ઉપદેશ" એ શબ્દો ઉપર છે. આવાં કાર્ય માત્ર સાહસ જેવાં ભાસેજ છે. ખરેખર તેમ નથી. એટલે આવો ઉપદેશ કરવાની જરૂર નથી; તમે તમારી મેળેજ તેમ કરી શકશો. ઉપરથી દેખાતો અર્થ આથી તદ્દન વિરૂદ્ધજ છે.

**वसंततिलका.**

રાજા તણા પ્રિયસચિવ સુમિત્રને, એ,
કાર્યાર્થ આપી તનયા, નિર્વૃતિ ભલે લે;
એવા કુરુપ જનને ઘટશે રસીલી,
રાહુ સહે વિમલ જેવી કલા શશીની. ૯૧

**माल**—(સ્વગત) અહો પિતા! તમે પણ મને આમ છેક ગણકારતા નથી, ત્યારે સર્વથા તમારા સ્વાર્થની ઇચ્છાજ પ્રબળ જણાયછે.

**अव**.—ભગવતિ! વાર ઘણી થઈ, અને મહાભગ માધવ તો એવી દુર્દશામાં છે.

**काम**—આ ચાલ્યાં ત્યારે, પુત્રિ! મને હવે જવા દે.

**लव**.—(એકાન્તે) સખિ માલતી! હવે, ભગવતીને પેલા મહાપ્રતાપીનાં કુલ વગેરે પુછી લઇએ.

**माल**.—(વેગળી જઈને) મને પણ પુછવાનું મન તો છે.

**लव**.—જેને માટે તમે આટલી બધી પ્રીતિ રાખોછો તે માધવ કોણછે?

**काम**.—એ કથા પ્રસંગને અયોગ્ય અને લાંબી છે.

**लव**.—તોપણ તે કેહેવાની કૃપા કરો.

**काम**.—સાંભળ. વિદર્ભદેશના નરપતિનો પ્રધાન, સર્વ મંત્રીઓના પ્રશસ્ત મંડળનો શિરોમણિ, દેવરાત નામે છે. એને, ત્રણ ભુવનમાં પૂજ્ય તથા પવિત્ર મહિમાવાળાને, તારો પિતા ઓળખે છે, તથા એ કોણ છે અને કેવો છે તેપણ તે જાણે છે.વળી,

**मालिनी.**

ધવલ નિજ યશોથી સૌ દિશાઓ ભરે છે,
સુકૃત સરવ મોટાં આવી જેમાં ઠરે છે,

---

૧ તનયા=પુત્રી. અલંકાર પૂર્ણોપમા છે. આ શ્લોકમાં માલતીના વરનો તથા તેના પિતાનો દોષ બતાવીને માલતીના મનમાં પશ્ચાત્તાપ ઉત્પન્ન કરી, એને સાહસ કાર્ય કરવા પ્રેરવાનો હેતુ છે.

અકલ કિરતિવાળા, ઠામ માંગલ્યકેરા,
કંઇ નિમિતથી, એવા, ભૂમિમાં આવી રે'તા. ૧૦[1]

**માલ.**—સખિ ! ભગવતીએ જેનું હુલણાંજ[2] નામ દીધું તેને મારા પિતા રોજ સંભારે છે.

**લવ.**—એમના જોડિયા કેહે છે કે, એમણે બન્નેએ સાથેજ વિદ્યાભ્યાસ કર્યો છે.

**કામ.**— ઇન્દ્રવજ્રા.

તેનો થયો એકજ પુત્ર સારો;
કલા–ગુણજ્યોતિથકી રૂપાળો;
આ વિશ્વમાં ઉત્સવહેતુ સૌનો;
પૂર્વાદ્રિમાંથી શશી થાય જેવો. ૧૧[3]

**લવ.**—(એકાન્તે) સખિ ! એ માધવ હોય તો બહુ સારૂં.

**કામ.**—એ, શિખરિણી.

છતે વિદ્યાવેત્તા, શિશુ પણ છતે, છાંડી ઘરને,
અહીં આવી આપે શરદશશીશો મોદ મનને;
જુવે નારી એને, સ્મરથકિ ચળેલાં સ્વનયને,
તદા બારી, જાણે પુરની કમળે છાયલી દીસે. ૧૨[4]

---

૧ એવા દીવ્ય પુરૂષો કોઇક કારણથી--શાપ વગેરે થવાથી—ભૂમિઉપર જન્મ લેછે. ૨ સસરો થાય એટલે માલતી નામ દેતી નથી.

૩ આ શ્લોકમાં અલંકાર ઉપમા છે. સાધારણ ધર્મ શ્લેષવાળાં વાક્યથી બતાવ્યો છે. કલા–વિદ્યા, ચતુરાઇ વ૦ ( ચન્દ્રપક્ષે ) ચન્દ્રની કળાઓ. ગુણજ્યોતિ–ગુણ, શીલ, સદ્ગુણ વગેરે તે રૂપી જ્યોતિ–તેજ–તેનાથી રૂપાળો. (ચન્દ્રપક્ષે) ગુણ=ઉજવલતા વગેરે ગુણ તથા જ્યોતિ–તેજ–તેનાથી રૂપાળો. આ વિશ્વમાં વ૦–માધવ પોતાના રૂપ ગુણથી સર્વને આનન્દ આપતો; ચન્દ્ર પૂર્વાદ્રિ (પૂર્વનો પર્વત, ઉદયાચળ) ઉપરથી ઉગે કે તરતજ તેને બધા જોવા જાય છે ને શુકન માની શુભકાર્ય આરંભે છે. તેથી બન્ને સહુ વિશ્વના આનંદહેતુ છે. "એકજ" એ પદ દેવરાતની માધવ ઉપર પ્રીતિ બતાવેછે. અહીં કામન્દકી–દૂતિ નાયકનાં ગુણ તથા સૌન્દર્ય વર્ણવીને નાયિકાના મનમાં પ્રીતિ ઉપજાવે છે.

૪ બીજી લીટીમાં અલંકાર ઉપમા છે. ત્રીજી ને ચોથીમાં ઉત્પ્રેક્ષા છે.

એ અહીંયાં પોતાના બાલમિત્ર મકરન્દની સાથે આન્વીક્ષિકી વિદ્યાનું અધ્યયન કરે છે. તેજ એ માધવ.

**माल.**—( હરખાતી, એકાન્તે ) સખિ ! સાંભળ્યું ?

**लव.**—અથવા, સખિ ! મહાસમુદ્ર વિના પારિજાતક[1] ક્યાંથી નીકળે?

( નેપથ્યમાં શંખનાદ થાય છે. )

**काम.**—અહો વખત બહુ વીતી ગયો. હવે,

**शिखरिणी.**

જગાડે નિદ્રાથી રતિરમત અન્તેજ થયલી,
ભર્યાં ઉત્કંઠાથી વિહગયુગ તેને, પ્રથમથી.
પછી પ્રાસાદોની ઊંડિ ઊંડિ નિકુંજે ઘન થતો,
મહાસંધ્યાશંખધ્વનિ, નભવિષે, આ વિચરતો. ૧૩[2]

તેથી હવે ઉઠો. ( એમ કહિ ઉઠે છે. )

**माल.**—( દૂર જઇને ) પિતાએ મારૂં રાજાને બલિદાન આપ્યું ! રાજાની પ્રીતિ પિતાને માલતી કરતાં વધી ! (રડતી) હે તાત! તમે પણ આમજ કર્યું, ત્યારે તમારી સુખસંભોગની ઇચ્છાજ પ્રબલ થઇ તો ! ! (હરખાતી) વળી એ મહાભાગ ઊંચા કુલના પણ છે ! પ્રિયસખીએ ખરૂં કહ્યું કે " મહાસમુદ્ર વિના પારિજાતક ક્યાંથી નીકળે." હું એમને ફરીથી ક્યારે મળીશ ?

**लव.**—અવલોકિતા આમ આમ, આ પગથીયાંએ થઇને ઉતરીએ.

**काम.**—(એકાન્તે) માલતીના પ્રતિ કરવાના નિસૃષ્ટાર્થદૂતીકાર્યનો ભાર, તટસ્થ રહ્યે રહ્યે મેં પણ ઠીક હળવો કર્યો. ને વળી

---

૧ પારિજાતક=ચૌદ રત્નમાંનું એક. લક્ષ્મી, કૌસ્તુભ, પારિજાતક, મદિરા, ધન્વંતરી, ચન્દ્રમા, કામધેનુ, ઐરાવતહાથી, રંભા વગેરે અપ્સરાઓ, સાત મ્હોંનો ઘોડો, વિષ, ઇન્દ્રનું ધનુષ, પાંચજન્ય શંખ, અમૃત.

૨ પ્રથમથી પક્ષીઓનાં જોડાં જે કામક્રીડા કરી રહીને સુખે ઉંઘતા હોય તેમને જગાડીને ઉત્કંઠિત કરે છે. નિકુંજ=ઊંડા ઓરડા ( vaults ) પ્રાસાદ=મ્હેલ.

શિખરિણી.

પિતાનિન્દા ગાઈ; પ્રકટિ અરૂચિયે અન્ય વરની;
કરી વાર્તા જુની, સુચવી દીધી સૌ કાર્યપદવી;
પ્રસંગે માહાત્મ્ય પ્રગુણ ગુણનું, ઉચ્ચ કુલનું
બધું ગાયું એનું, પરણવું વિધિ આધીન રહ્યું. ૧૪[1]

( પરિક્રમણ કરીને સર્વે જાય છે. )

इति धवलाङ्कनाम द्वितीयोङ्कः समाप्तः

## मालतीमाधव.

### तृतीयोङ्कः

( બુદ્ધરક્ષિતા પ્રવેશ કરે છે. )

**બુદ્ધ.**—( પરિક્રમણ કરીને, અંતરીક્ષે ) અવલોકિતા! ભગવતી ક્યાં છે તેની તને કંઈ ખબર છે કે?

( પ્રવેશ કરીને. )

**અવ.**—તું કેમ વિસરી ગઈ, બુદ્ધરક્ષિતા! જે ભિક્ષાકાલ શિવાય કોણ જાણે કેટલાએ કાલથી ભગવતી માલતીની પાછળ ભમે છે.

**બુદ્ધ.**—હાં ત્યારે તું ક્યાં જાઊં છું?

**અવ.**—મને ભગવતીએ માધવપાસે મોકલી હતી, અને તેને એમ કહાવ્યું હતું કે, શંકરના મંદિરની પાસેના કુસુમાકર બાગમાં જઈને

---

૧ કાર્ય પદવી=વિવાહ કાર્યનો રસ્તો, શી રીતે પરણવું તે. પ્રસંગે વ૦— અન્ય કથાના પ્રસંગે એના ગુણ તથા કુળનું માહાત્મ્ય વર્ણવ્યાં,

કુબ્જક વૃક્ષના કુંજની વચમાં રાતાં અશોકવૃક્ષની[1] ઘટા છે તેમાં જઈને બેસજે. માધવ પણ ત્યાં ગયો.

**बुद्ध**.—માધવને ત્યાં શું કરવા મોકલ્યો ?

**अव**.—આજ કૃષ્ણચતુર્દશી[2] છે એટલે માલતી ભગવતીની સાથે શંકરના મંદિરમાં જશે; ત્યાંથી, પોતાને હાથે વીણેલાં કુલ દેવને ચઢાવવાથી સોભાગ્ય વધે છે એમ કહીને, ભગવતી એને લવંગિકા સાથે કુસુમાકરોદ્યાનમાં લેઈ જશે. તે ઠેકાણે એ બન્નેને અન્યોન્યનું દર્શન થશે. તું કયાં ચાલી ?

**बुद्ध**.—શંકરના મંદિરમાં જવા નીસરેલી પ્રિયસખી મદયન્તિકાએ મને બોલાવી છે; તેથી ભગવતીને વન્દન કરીને ત્યાં જઇશ.

**अव**.—તને જે કામ ભગવતીએ સોંપ્યું છે તેનું કેમ થયું ?

**बुद्ध**.—ભગવતીના હુકમથી મેં પણ નાનાપ્રકારની ખાનગી વાતચીતમાં મકરન્દ આવો છે ને તેવોછે, એમ કહી કહીને, પ્રિયસખી મદયન્તિકાની પરોક્ષપ્રીતિ ખુબ વધારી દીધી છે. એનો મનોરથ એવોજ છે કે હું એને કયારે દેખું !

**अव**.—રંગ છે બુદ્ધરક્ષિતા !

**बुद्ध**.—ચાલ ત્યારે જઈએ.

(પરિક્રમણ કરીને બન્ને જાય છે.)

**इति प्रवेशक.**

———o———

૧ કુબ્જક વૃક્ષથી ગુંથાઇ ગયેલી અશોકની ઝાડી ઘણી ઘાઢ હોવાથી અંદર કોઇ જઇ શકે નહી; એટલેજ તે જગો એકાન્ત હતી અને માલતી તથા માધવને મળવાને અનુકૂલ હતી.

૨ બધી કૃષ્ણચતુર્દશીઓ, શિવીરાત્રીઓ ગણાય છે.

(કામન્દકી પ્રવેશ કરે છે.)

**काम.**— अनुष्टुप.

વિનયે નમ્ર છે તોયે, માલતીને ઉપાયથી,
કાળ થોડા વિષે આવી, વિશ્વાસુ સખી મેં કરી. ૧

હવેતો हरिणी.

મુજ વિરહથી મુંઝાતીએ, પ્રસન્ન થતી મળ્યે;
રમતી વિજને માને આજ્ઞા, પ્રીતિથકી દાન દે,
ગમન સમયે, કંઠે બાઝી, મને અટકાવીને
શપથ દઇને, "વ્હેલાં થાજો" નમી નમી યાચી લે. ૨[1]
તેથી આશા રાખવાનું આ મોટું કારણ છે.

उपजाति.

બીજા પ્રસંગે વરણી કથા જે,
શકુંતલાદિતણી તે સુણીને,
મારા ઉછંગે નિજ અંગ નાંખી,
ચિંતાથકી સ્તબ્ધ ઘણી જણાતી.

તેથી હવે બાકીનું કાર્ય માધવની સમક્ષજ કરાશે.
(નેપથ્ય સામું જોઇને) પુત્રિ ! આમ આવ.
(પછી માલતી અને લવંગિકા પ્રવેશ કરે છે. )

**माल.**—(સ્વગત) શું રાજાને પિતાએ મારૂં બલિદાન આપ્યું !– ઇત્યાદિક આગળની પેઠે બોલે છે. )

**लव.**—સખિ ! મધુર પુષ્પરસથી ભીની ભીની માંજરો ખાતાં ખાતાં કરેલા, કોયલોના તીક્ષ્ણ કોલાહલને લીધે, આંબાના શિખર ઉપરથી ઉડી ગયેલાં શોભિતા ભ્રમરનાં ટોળાં, ખીલેલી કળિયોને લીધે ભવ્ય જણાતા ચમ્પકવૃક્ષ ઉપર

---

૧ વિજન=એકાન્ત, એકલી હોય ત્યારે. શપથ=સોગન, સમ. માલતી, મારી આવી પ્રિય સખી થઇ ગઇ છે તેથી હવે જરૂર મારૂં કહ્યું (માધવને પરણવાનું) કરશે.

બેસવાથી પ્રસરતા સુગન્ધને લીધે મનોહર; હાથીના જેવા સ્થૂલ જઘનના[1] ભારથી મન્દ ઝાંઘોને ખેંચીને ધીમે અને ઠોકરો ખાતે પગલે ચાલવાથી થએલાં પરિસ્વેદનાં બિન્દુ, જે મુખચંદ્ર ઉપર અમૃતના કણુ જેવાં શોભે છે તેજ મુખચંદ્રને ચન્દનના સ્પર્શ જેવો શીતળ; આ કુસુમાકરોદ્યાનનો પવન તને ભેટે છે, માટે ચાલ આ બાગમાંજ જઇએ.

(પરિક્રમણ કરીને પ્રવેશ કરે છે.)

(પછી માધવ પ્રવેશ કરે છે.)

**માધ.**—(હરખાતો) અહો ભગવતી આવ્યાં ખરાં !!

**इन्द्र वज्रा.**

એ પ્યારી પે'લાં નજરે જણાઇ,
ઉછાળતાં અંતરવૃત્તિ મારી;
જેવી, કરે વીજળી વૃષ્ટિ પ્હેલી,
સંતપ્ત, નાના, શિખિકેરી વૃત્તિ. ૪[2]

(જોઇને) અહો લવંગિકા સાથે માલતી પણ આવી !!

**वसंत तलका.**

આશ્ચર્ય ! પદ્મનયની-વદનેન્દુ પાસે;
થાયે બધું જડ પછી દ્રવિ ચિત્ત જાયે;
જેવો દ્રવે બની જઇ જડ ને પ્રશાન્ત,
ઇન્દુ થકી, ભૂધરનો મણિ ચન્દ્રકાન્ત. ૫[3]

---

૧ જઘન=નિતંબ.

૨ સંતપ્ત=તાપે બળેલું. શિખિ=મોર. અલંકાર ઉપમા છે.

૩ પદ્મનયની–કમલાક્ષી—ની પાસેજ માત્ર, મારૂં ચિત્તજડ–સર્વ કાર્ય કરવાને અશક્ત–બની જઈને પછીથી તે જડતાને લીધેજ દ્રવિ જાય છે–પાણી પેઠે ગળી જાય છે–અર્થાત્ હૃદય પ્રેમથી પીગળે છે ને અંગે સ્વેદાદિક થાય છે. અન્ય સ્ત્રીઓના તો સંગથીજ આવું થાયછે પણ આનાતો સામિપ્યથીજ આવું થયું તે આશ્ચર્યકારક છે. ભૂધરની વ૦=પર્વતમાંથી ઉત્પન્ન થયેલો ચન્દ્રકાન્ત મણિ

હવે તો વળી માલતી વિશેષે રમણીય દેખાય ને.

**गीति.**

પ્રકટે મદનાનલ, એ,કૃતાર્થ ચક્ષુ કરી, મન મદ ભરતી,
ચંપકમાલ મુકી, શાં, મન્દ, લલિત, વળી વિલાસિ અંગોથી. ૬

**माल.**—સખિ ! આ કુબ્જકવૃક્ષની કુંજમાંથી ફુલ વીણીએ.

**माध**—

**गीति.**

પ્રથમ, પ્રિયાનાં વચનો, સાંભળી, સપુલક વપુ લહે કાન્તિ,
નવજલધરપય સીંચ્યે પળમાં કળિયુત-કદંબ-તરૂવરની. ૭[1]

**लव.**—સખિ ! ચાલ. (એમ કહી પુષ્પ ચુંટતાં હોય એવું નિરૂપણ કરે છે.)

**माध**—ભગવતીના ઉપદેશનું આશ્ચર્ય અગાધ દીસે છે ! !

**माल.**—અહીંથી આગળ જઇને વળી બીજાં ફુલ વીણીએ.

**काम.**—(માલતીને ભેટીને) હવે તું નિઃસહ થઇ ગઈ છે તેથી જરા વિરતિ લે.[2] કેમકે,

---

જેમ ચન્દ્રકરસ્પર્શે શાન્ત બન્યા પછી ઝરવા માંડેછે તેમ. આ ઠેકાણે માધવને ભૂધર સાથે સરખાવવાથી એના ધૈર્ય વગેરે ગુણ સુચવ્યા છે- અલંકારઉપમાછે.

૧ વર્ષાદના બિન્દુમાત્રથીજ કળિયુત થયેલા કદંબવૃક્ષની કાન્તિ ધારણ કરે છે (મારૂં રોમાંચિત શરીર). અલંકાર નિદર્શના છે. વસ્તુઓનો એવો સંબંધ થાય કે જેમાંથી ઉપમિતિ (ઉપમાનોપમેય ભાવ)નું ભાન થાય તેનું નામ નિદર્શના (મમ્મટ). અહીંયાં પ્રિયાનાં વચન સાંભળવાથી થયેલા રોમાંચ એવો વસ્તુસંબંધ, તે પ્રિયાનાં વચનને, નવજલધરપયની–સપુલક શરીરને, કલિયુત કદંબની–પુલકને, કળિયોની–ઉપમાનું ભાન કરે છે, માટે નિદર્શના, કદંબવૃક્ષની કાન્તિ શરીર શી રીતે ધારણ કરે, માટે એમજ અર્થ નીકળે કે કદમ્બના જેવું શરીર થયું. આમ બોલવાથી ઉપમાની પ્રતીતિ પ્રત્યક્ષ થાય છે.

૨ નિઃસહ=થાકી ગયેલી. બીજો અર્થ કે, કામની પીડાથી કરમાઇ ગયેલી. વિરતિ લે–વિ (નથી) રતિ (કાર્ય)=વિશ્રામ લે. બીજો અર્થ કે, વિ (વિશેષે કરીને) રતિ (કામક્રીડા, કામવ્યાપાર),=કામવ્યાપાર કર. તું થાકી ગઇ છું માટે વિશ્રામ લે એવો દેખીતો અર્થ છે. ને બીજો અર્થ તું કામપીડિત છું માટે કામક્રીડા કર.

**मालिनी.**

ગળગળી તુજ વાણી, અંગઅંગો ઢીલાં છે,
બહુ બહુ, મુખચન્દ્રે, સ્વેદબિંદુ થયાં છે,
રસિકનયન સુભ્રુ! સ્હેજ તારાં નમે છે,
પ્રિયદરશન પેઠે ખેદ ઝાઝો દમે છે.　　　　૮૧

**लव.**—ભગવતીએ યોગ્ય આજ્ઞા કરી.

**माध.**—આ ટોળ તો ખરે મનોરંજકજ છે.

**काम.**—તેથી બેશ, હું કંઈક કેહેવા ઈચ્છુંછું તને. (સર્વે બેસેછે.)

**काम.**—(માલતીની હડપચી ઊંચી કરતી) હે સુભાગ્યશાલિ! આ વિચિત્ર વાત સાંભળ.

**माल**—તત્પર છું, ભગવતિ!

**काम**—મેં એક વખત પ્રસંગોપાત્ત કહ્યું હતું કે, માધવ કરીને એક કુમાર છે, અને તે તારી પેઠે મારા મનનો બીજો આધાર છે.

**लव.**—એ વાત અમને યાદ છે ખરી.

**काम.**—મન્મથોદ્યાનની યાત્રાના દીવસથી તેનું મન અમુઝાય છે, અને તે શરીરની પીડાને લીધે ગાંડા જેવો થઈ ગયો છે.

**शिखरिणी.**

ન આનન્દે ભાળે, શશી, સરવ મિત્ર, સ્વજનને,
છતે ધીરો પોતે, વિષમ મન સંતાપ જણવે;
પ્રિયંગુના જેવું પ્રકૃતિથકી કાળું, પીળું--મીઠું,
વપુ, સુકાયે છે, રમણીયપણું તેમ વધતું.　　　　૯૨

૧ માધવ ત્યાં છે એવું ન જાણતી માલતીને શ્રમના થાકને મિશે, કામન્દકી શ્લેષ વચન કહે છે. પ્રિયદરશન=પ્રિયે કરેલું તારૂં દર્શન, અથવા તેં કરેલું પ્રિયનું દર્શન; તે જેટલી તારા ઉપર અસર કરે તેટલી અસર ખેદ કરેછે. અલંકાર ઉપમા છે. સાધારણ ધર્મ શ્લેષ વાકયથી કરીને બતાવ્યોછે સુભ્રુ=સુ (સારી) ભ્રૂ (ભમર)=હે સારી, શોભિતી, ભમરવાળી!

૨ પ્રિયંગુ=છોડનું નામ છે. પીળું-મીઠું=શરીર, કામની પીડાથી પીળું થયેલું પરંતુ મીઠું-મધુરૂં-સુંદર-લાગે. આવી કામની વેદનાની અવસ્થામાં

**લવ.**—માધવની શરીરાવસ્થા અસ્વસ્થ છે એવું તે વેળે ભગવતીને ઉતાવળ કરાવતાં અવલોકિતાએ પણ કહ્યું હતું ખરૂં.

**કામ.**—અરે એટલામાં તો માલતીજ એના ઉન્માદનું કારણ છે એવું સાંભળ્યું. મારો પણ એજ નિશ્ચયપછે કે,

### द्रुतविलम्बित.

વદનચંદ્રની છાયવિષે ખરે, અતિમહાત્મ જરૂર પડયો દીસે;
ચિત ચળ્યું, ભર્યું વેગથી, ધીરનું, જલ તરંગિત ઉદધિ સ્થિરનું.૧૦[1]

**માધ.**—શી વાક્‌પટુતા ! શો મહત્વ બતાવવાનો પ્રયત્ન!! અથવા,

### इन्द्रवज्रा.

શાસ્ત્રજ્ઞતા, બુદ્ધિ વિશાળ ઝીણી,
શ્લેષાદિ ચાતુર્યપ્રયુક્ત વાણી;
તત્કાળ જાણી પળ કાર્ય સાધે,
એવા ગુણોથી ફળ સદ્ય લાધે. ૧૧[2]

માધવ છે, તેથી એવા પ્રેમને અનુરૂપ, જે તને યોગ્ય લાગે તે, કર એવો અર્થ કામન્દકી સુચવે છે.

૧ અલંકાર ઉપમા છે. સાધારણ ધર્મ શ્લેષથી બનાવ્યો છે. વદનચન્દ્રની છાયામાં આ મહાત્મા પડેલો છે, કેમકે વેગથી—ઉત્કંઠાથી થતી ચપલતાથી ભરેલું—એવા ધીરપુરૂષનું મન ચળ્યું. જેવી રીતે, સ્થિર—નિશ્ચલ—તથા મહાત્મા—અગાધ—ઉદધિનું તરંગે ભરેલું જળ, ચન્દ્રની છાયામાં ચળે છે—ઉભરાય છે—તેમ.

૨ આ શ્લોકમાં દૂતીના ગુણ બતાવેલા છે. શાસ્ત્રજ્ઞતાથી, ચતુરાઈ—શ્લેષાદિ ગુણયુક્ત વાણીથી, નિઃશંક બોલવાની હીંમત—પળ જાણી કાર્ય સાધવાથી, સામાના મુખવિકારાદિ ચિન્હ સમજવાની શક્તિ, બતાવ્યાં છે. અને તેજ દૂતીકાર્યમાં પ્રશસ્ત ગુણ છે.

### દુહો.

ધૃષ્ટ, અને ઠગની, પટુ, જાણે વદનવિકાર,
દેશ, કાલ, જાણે વળી, તે દૂતી ગુણભંડાર. ૧૬

**काम.**—પોતાના જીવની પણ દરકાર ન રાખીને, તે અતિદુષ્કર કાર્ય પણ કરે છે, કેમકે,

**मंदाक्रान्ता.**

ભાળે આંબા કલિયુત, અને કોકિલાશબ્દવાળા,
ભેટે વાયુ, બકુલફુલની વાસવાળા, દુખાળા,
સુકાં અંગો, કમલદલ છે પ્રાણઆધાર એક,
દાહપ્રેમે શશિકર ઝીલે મૃત્યુ માટે વિશેષ. ૧૨[1]

**माध.**—ભગવતીની વચનચાતુરી નવિન અને જુદીજ દેખાય છે.

**माल.**—(મનમાં) અહો અતિદુષ્કર કાર્ય કરે છે.

**काम.**—પ્રકૃતિથીજ સુકુમાર, અને કોઇ કાલે કોઇપણ ઠેકાણે પહેલાં કલેશ ન પામેલો, એ કુમાર મૃત્યુ પણ પામે ! !

**माल.**—(એકાન્તે) સખિ ! એ સર્વ લોકના અલંકારરુપને મારે લીધે કાંઇ અનિષ્ટ થશે, એવું ભગવતીએ સુચવ્યું તેથી મને બીહીક લાગે છે. ત્યારે હવે શી વલે થશે ?

**माध.**—સદ્ભાગ્યે ભગવતી મારા ઉપર અનુકંપા લાવે છે.

**लव.**—ભગવતી આટલું બોલ્યાં ત્યારે, હવે હું કહું તે પણ સાંભળો. અમારા નાથની પુત્રી પણ, એમનું–મેહેલની પાસેના રાજમાર્ગના અલંકારરુપનું—વારંવાર દર્શન કર્યા પછી, સૂર્યના કિરણને સહન કરી સુકાતા કમલના કંદ જેવા સુંદર અવયવોની શોભાથી જણાતી અનંગ–વેદનાએ કરીને વિશેષ રમણીય

---

૧ આ શ્લોકમાં બધાં દુષ્કર કાર્ય બતાવ્યાં છે, દાહ પ્રેમે–દવમાં બળી મરવાનું મન હોવાથી. તે મૃત્યુ પામવાને માટે આટલા યત્ન કરે છે, એ મૃત્યુને પ્રતિકૂલ માત્ર એક કમલપત્ર (દલ) જે એણે શરીરે લપેટયુ છે તેજ છે. મૃત્યુ ઇચ્છે છે એવું બતાવીને વિપ્રલંભ શૃંગાર અત્યંત ઉદ્દીપ્ત કર્યો છે. મનના સર્વ વિકાર ઇન્દ્રિયોને માર્ગેજ ઉત્પન્ન થાય છે એવું જાણીને, માધવ પોતાની ઇન્દ્રિયોને શાન્ત કરવા જાય છે, પણ એનો પ્રયત્ન સફલ થતો નથી. આંબા ભાળીને આંખને, કોકિલાના શબ્દ સાંભળીને કાનને, તેમજ વાયુ ભેટીને તથા ચંદ્રકર ઝીલીને ત્વચાને શાન્તિ આપવાનો પ્રયત્ન કરે છે પણ તે વ્યર્થ જાય છે.

દેખાતી છતી પણ, સેવક જનને ઘણી સંતાપે છે. કંઈપણ રમત રમતી નથી, અને માત્ર પ્હોળા કરેલા પોતાના કોમળ હાથ ઉપર ગાલ મુકીછાંડીને આખો દિવસ ગાળે છે. વળી ખીલેલા કમલના પરાગથી સુંદર, અને થોડી થોડી ઉઘડેલી કુંદ તથા આંબાની કળિઓના મધુરસનાં બિંદુથી ભરેલા, મેહેલની પાસેના બાગમાંથી આવતા પવનથી પણ એની વેદના વધે છે.

વળી, પેલી યાત્રાને દિવસે, પોતાનો મહોત્સવ જોવા સારૂ રુપ ધારણ કરીને ઉત્પન્ન થયેલા કામના જેવા, મદનોદ્યાનના અલંકાર-રુપ માધવના,–નાના પ્રકારની અંગભંગાદિ ચેષ્ટાથી મનોહર,–અન્યો-ન્યને યોગ્ય પ્રેમથી અન્યોન્યના જોબનના આરંભને અમુલ્ય કરતું, –એકેકની નજર ચુકાવવાના પ્રયત્નથી મુઝાતા અંતઃકરણમાં કુતૂહલ[1] ઉત્પન્ન કરતું,–વધતા ગભરાટને લીધે સ્તંભથી સ્થિર થયેલા અવયવો ઉપર થતા સ્વેદ રોમાંચ તથા કંપથી સુંદર સખીઓના ટોળાને આનંદ કરતું,--પ્રિયસખોએ અન્યોન્યદર્શનનું સુખ અનુભવ્યું ત્યારથી, દુઃસહ અને વધતા દેહદાહને લીધે અત્યંત વિકટ દશા ભોગવતી, એક પળવાર પણ ચન્દ્રના અજવાળામાં રહેલા બાલકમલના સમૂહની પેઠે, એ કરમાતી જાય છે.

પોતાના હૃદયમાં વલ્લભના કલ્પિત સમાગમના સુખનો એક મુહૂર્ત માત્ર પણ અનુભવ કર્યા પછી, વરસાદની હેલીથી ટાઢી પડી ગયેલી જમીનની પેઠે એ ઠંડી થઈ જાય છે, એમ હું જાણુંછું. અને તેથીજ, કોમળ હોઠના વારંવાર ફરકવાથી બાહાર ફુટી નીકળતા દાંતના તેજથી તેજિત, ખીચોખીચ થયેલા રોમાંચથી છવાઈ ગયેલા સુંદર ગાલ ઉપર આળોટતાં આનંદનાં અશ્રુથી ભીનું, બી-હીતે બીહીતે ઉઘડતાં, સ્થિર, તથા મન્દકીકીવાળાં, ઉંચે જોતાં, પ્રેમાળ, અને મીચાઇ જતાં નેત્રકમળવાળું, પસરતા સ્વેદ--જલનાં

---

૧ હવે શી રીતે જોવું એવી ઉત્કંઠા,

બિંદુથી સુંદર લલાટ રુપી દ્વિતીયાચન્દ્રવડે શોભિતું, એનું રૂપાળું મુખકમલ નિહાળતી ચતુર સખીઓના મનમાં એના કુમારિભાવ ઉપર વેહેમ આવે છે.[1]

વળી, શીતલ ચન્દ્રના કિરણના સ્પર્શથી ઝરતા ચન્દ્રકાન્તમણિનો હાર ધારણ કરીને, કપુરથી વિશેષે શીતલ કરેલા ચન્દનરસના અનુલેપવાળાં કેળનાં કોમળ પાદડાં આણી આપવાની ઉતાવળમાં પડેલી સખીઓએ રચીને આણેલી કમળપત્રની શીતલ શૈય્યામાં, ઉઘાડી આંખે રાત નિર્ગમે છે. અને બેળ બેળે ઉંઘવા માંડે છે, ત્યારે,[2] પસરતા સ્વેદને લીધે એના ચરણકમલ ઉપરથી અલકતકરસના જાડા થર ધોવાઇ જાય છે, થરથરાટને લીધે જાડી ઝાંઘો ઉપરથી એનો નીવીબન્ધ છુટી જાય છે; ઉત્કંઠાથી ધમધમતા હૃદયમાંથી ઉપરા ઉપરી નીકળતા શ્વાસને લીધે ઉછળતા, રોમાંચિત સ્તન ઉપર, પોતાના ધ્રુજતા હાથની બેલી એ ભીડી દે છે; તરત જાગીને પ્રેમાળ દૃષ્ટિએ જોતી વેળે પોતાની સેજને શૂન્ય દેખીને, મૂર્છા પામી આંખો મીચી દે છે; ગભરાતી સખીઓના પ્રયત્નથી મૂર્છા વળતી વેળે લાંબો નિઃશ્વાસ નાંખવા-

---

૧ હોઠના ફરકવાથી પ્રિયચુંબન સુચવ્યું છે. વલ્લભના સમાગમને વિષે થયેલા સાત્વિકભાવનું અહીં વર્ણન કર્યું છે. આંખો, સંકલ્પમાં પ્રાપ્ત થયેલા પ્રિયતમના દર્શન વખતે થતી લજ્જાથી બીહીતે બીહીતે ઉઘડતી હતી; એના બાલભાવને લીધે સ્થિર થઇ જોઇ રહેતી હતી; નખક્ષત, આષ્ટક્ષત ઈત્યાદિક થવાથી પ્રિયની તરફ જરા કરડી નજરે જોવાને લીધે મન્દ હતી; પ્રિયનુ મુખ જોવા સારૂં ઊંચે જોતી હતી; પોતાનો સ્નેહ બતાવતી–પ્રેમાળ–હતી; અને રતિરમતનો અંત થવાથી મીચાઇ જતી હતી. પાછળથી જે સ્વેદ થયેલોછે તે પણ રતિરમતના શ્રમથીજ, અને એ સ્વેદ થવાથી માલતીને થયેલી તૃપ્તિ સુચવી છે. સખીઓ ચતુર હતી તેથી આવી એની કામચેષ્ટા તરતજ જાણી ગઇ.

૨ નિદ્રા, ચિંતાના થાકથીજ થયેલી માટે આવી પીડાકારક હતી. નીવીબંધ પ્રિયતમે ખેંચ્યો એવી કલ્પનામાં છુટી ગયો, ખરૂં જોતાં પ્રિયના આલિંગનની સંભાવનાએ થતા થરથરાટને લીધે તે ખશી પડ્યો હતો. પોતાને આલિંગન દેતા વલ્લભનું આલિંગન કરવા સારૂં હાથની બેલી ભીડની હતી.

થીજ એના જીવ્યાની આશા પડેછે; અને અમારા જેવાં સેવકજનો, તેવેળે શું કરવું તે ન જાણવાથી, પોતાનું મોત માગી લેછે, અને દેવના આવા અનિવાર્ય પરિણામને ઠપકો દેવાનું કાર્યજ લેઇ બેસે છે.

તેથી, ભગવતિ ! અત્યંત કોમળતામાત્રથીજ ઘડેલા સુકુમાર અંગના કુશળનો છેદ કરતા, મદનના ક્રૂર સપાટા કયાં લગી ચાલશે ? વળી, કામક્રીડાના કલહમાં વલ્લભનાં ઉપર થતા કોપથી રક્ત થતા, કેરલદેશની સ્ત્રીના ગાલજેવી કોમળ તથા વિમલ ચન્દ્રિકાથી અંધારાવિનાની રાત્રિઓના આરંભ પણ એ શી રીતે વેઠશે ? વળી, ઉભરાતા ક્ષીરસમુદ્રના પુરના જેવી ધોળી તથા ઉજળી ચન્દ્રજ્યોત્સ્ના રૂપી જલથી ધોયેલા ગગનના આંગણા વાળી,—અને ગુલાબ તથા બોરસળીના મર્દનને લીધે નીકળતા પરિમળે સુગન્ધી, મન્દ, તથા ઘન પવને પૂર્ણ દસ દીશાઓ સમેત –આ વસન્તઋતુની રાત્રિઓ પ્રિયસખીને દુઃખદાયકજ થશે.

**काम.**—લવંગિકા ! **इन्द्रवज्रा.**

જો પ્રેમ એના પર હોય આવો,<br>
એને ગુણી જાણીજ તે થયેલો;<br>
એથી ખુશી અંતર થાય, તોયે,<br>
દશા સુણી દારૂણ, ફાટી જાયે. ૧૩

**माध.**—ભગવતી યોગ્ય કારણસરજ દુઃખી થાય છે.

**काम.**—અહો શી આપત્તિ ! !

**मालिनी.**

પ્રકૃતિથકી રૂપાળું, કાન્તિ–સાર પ્રમાણ,<br>
કુમળું શરીર એનું, ક્રૂર આ પંચબાણ,[1]<br>
મલય–પવનનાથી આમ્રના મોર હાલે,<br>
શિશપર શર્શો ધારી આજ શો કાલ મ્હાલે ! ! ૧૪

૧ પંચબાણ=પાંચબાણવાળો, કામદેવ. આટલાં કામવ્યથાનાં ઉદ્દીપનનાં કારણથી માલતી મૃત્યુ પામશેજ માટે "અહો આપત્તિ!" આમ્રમોર એ

**લવ.**—વળી જુઓ ભગવતિ ! આ માધવની છબીસમેત ચિત્રપાટી રહી. (માલતીના સ્તન ઉપરથી લુગડુ ખેંચી લેતી) અને આ બોરસળીની માળા એમણે પોતાને હાથેજ ગુંથેલી છે, તેથી પ્રિયસખીએ કંઠે લટકાવી છે, ને એમાંજ એનો જીવ છે.

**માધ.**—(ઉત્કંઠાથી) **वसन्ततिलका**

જીતી સખિ ! જગતમાં બકુલાવલી તું,
એને ગળે વળગી વ્હાલી ઘણી બની છું;
ફીકા, જુના કમલ-કંદ સમાન, કુચે,
જાણે ચઢાવી સ્વવિલાસધજાજ ઊંચે. ૧૫[1]

---

એક કામનુ બાણછે. શીતલ કાલ જવાથી વસંતઋતુની પ્રાપ્તિ થઇને તેથીજ તે વેળે ચંન્દ્ર સાફ દેખાવા લાગ્યો. આમ્રનામોર તેમજ શશી બન્ને વ્યથા વધારનારાં છે. તેથી એવાં હેતુગર્ભ વિશેષણ કાલને લગાડવાને લીધે પરિકરાલંકાર થયો. સાભિપ્રાય વિશેષણ જ્યાં લગાડ્યાં હોય ત્યાં પરિકર. (મમ્મટ). અહીંયાં કામવ્યથા વધારવામાં આંબાના મોર તેમજ શશી એ પુરાં સહાયકરતા છે માટે તે હેતુગર્ભ વિશેષણ છે. આખા શ્લોકમાં વળી વિષમાલંકાર છે. વિષમ ત્રણ પ્રકારનો છે; પણ અહીંયાં પ્રથમ પ્રકારનોજ વિષમછે. બે વસ્તુનો ધર્મ વિરૂદ્ધ હોવાથી (અન્યોન્યને) તેમનો સંગમ અયોગ્ય દીસે, તે વિષમ. (મમ્મટ). અહીયાં, ક્યાં કોમળ શરીર, ને ક્યાં પાંચબાણ લેઇને મારવા તૈયાર થયેલો ક્રૂર કામદેવ, તેમજ ક્યાં આ કુમળું, રૂપાળું, શરીર, અને ક્યાં આવો પીડા વધારી મુકનાર વસન્તકાલ, એવી સંભાવના સેહેજ થાયછે, તેથી એ બધાંનો સંયોગ અઘટતો છે. આખા શ્લોકમાં સમુચ્ચયાલંકાર છે. એક કાર્ય સાધવાને એક કારણ છતાં પણ બીજાં કારણ ભેગાં થઇ આવે તેનું નામ સમુચ્ચય (મમ્મટ).માલતીનુ મરણરૂપી કાર્ય માત્ર ક્રૂર કામદેવથીજ થાત, પણ આમ્રનામોર તથાચંદ્રયુક્ત વસંતકાલ વધારામાં નાંખ્યાછે, માટે સમુચ્ચય. આ ઠેકાણે વિષમાલંકાર સમુચ્ચયાલંકારના અંગભાવે રહીને સમુચ્ચયને—અંગીને—દીપાવે છે, તેમજ, સમુચ્ચય પણ અંગીભાવે પોતાના અંગને દીપાવે છે માટે અંગાંગિભાવ સંકર (એકથી વધારે અલંકારનું ભેગું થવું તે સંકર) થયો.

[1] અર્થાત્ જેમ કોઇ શ્રેષ્ટ વસ્તુની પ્રખ્યાતિને સારૂ તે ઉપર ધજા ચઢાવે છે તેમ આ સ્તને જાણે પોતાના ઉપર પોતાના વિલાસની શ્રેષ્ઠતા બતાવવા સારૂ એ માળારૂપી ધજા ચઢાવી હોયની ! અલંકાર ઉત્પ્રેક્ષા છે.

( નેપથ્યમાં કોલાહલ થાય છે, તે સર્વે સાંભળે છે. )

(નેપથ્યમાં) અરે શંકરના મન્દિર પાસેના બાગમાં બેઠેલા જનો ! જુવાનીના તોરથી મદમાતે તથા અતુલઅહંકારવાળે આ વાઘે લોઢાનું પાંજરૂં ભાંગી નાંખ્યું છે; પોતાને બાંધેલી સાંકળો તોડી નાખીને પોતાની સ્વતઃપ્રવૃત્તિમાં, સ્થૂલ તથા લાંબા પુંછડારૂપી ધજાને હલાવવાથી, એનું શરીર કેવું વિક્રાળ દીસે છે ! ! એણે મઠમાંથી નીકળતામાંતજ અનેક માણસોને મારી નાંખ્યાં છે. પ્રાણિઓના અંગનાં હાડકાંના કડકા ચાવતે ચાવતે, એના આડીયા જેવા કઠણ દાંતના કડાકા થવાથી એનું મોં ભયંકર લાગે છે ! ' ક્રૂર વજ્રના સપાટા જેવા અતિવિકટ ઝપાટાની ચોટથી ઉથલાવી પાડેલા, અનેક માણસ તથા ઘોડાના માંસથી પૂર્ણ, ગુફા જેવા, ગળાનાં મંદ ઘરઘરાટથી મિશ્ર, હુંકાર શબ્દના મોટા પ્રતિશબ્દવડે કરીને, હજારો લોકોનાં ટોળાંને એ બીહીવરાવીને નસાડી મુકે છે. અને કઠણ તથા ખરપડા જેવા નખથી ચીરી નાંખેલાં પ્રાણિયોનાં ગાત્રમાંથી નીકળતા લોહીનો પોતાની વાટમાં કીચડ કરતો કરતો, આ દુષ્ટ વાઘ ક્રોધાયમાન થયેલા જમની ગરજ સારે છે.

**बुद्ध.**—(પ્રવેશ કરીને, ત્રાસ પામતી) તેથી પ્રિયસખી મદયન્તિકાનું કોઈ યથાશક્તિ રક્ષણ કરો ! ! કોઇ ધાવ રે ધાવ ! ! કેટલાક પરિજનને નસાડી મુકીને, તથા કેટલાકને મારી નાંખ્યા પછી, આ દુષ્ટ વાઘ, આપણી પ્રિયસખી, તથા અમાત્ય નન્દનની બેહેન, મદયન્તિકાને મારી નાંખે છે.

**माल**—લવંગિકા આ તે શી વિપત્તિ ! !

**माध**—(ગભરાટમાં છલંગ મારીને) બુદ્ધરક્ષિતા ! કયાં છે એ ?

**माल.**—( માધવને જોઇને લજવાતી ) અહો આ પણ અહીંજ જણાય છે.

**माध**—(મનમાં) ખરે હું ઘણો પુણ્યશાળી કે અણચિંતવ્યા દર્શનને લીધે આનન્દ પામતી આંખોથી એણે મને,

## मालिनी.

અવિરલ જયમ બાંધ્યો પદ્મધોળાંની માળે,
લહું જયમ ઝબકોળ્યો ક્ષીરપૂરે રૂપાળે,
વિકસિતનયનોએ કોળીયો મુજ કીધો,
ધન અમિ–વરસાદે ભીજવી જેમ દીધો. ૧૯[1]

**बुद्ध.**—મહાભાગ ! બગીચાની બહારના રસ્તાને મોઢેજ છે.
(માધવ બાહાદુરીથી પરિક્રમણ કરે છે.)

**काम.**—વત્સ ! સંભાળ રાખીને પૂર્ણ પરાક્રમ પ્રકાશ.

**माल.**—(એકાન્તે) લવંગિકા બહુ ખેદની વાત છે ! ખરે મનમાં ફીકર થાય છે. (સર્વે ઉતાવળાં ઉતાવળાં પરિક્રમણ કરેછે.)

**माध.**—(આગળ જોઈ, કંટાળો પામી, ધિઃકારતો હોય એમ) અરર,

## वसंततिलका.

કાપી રગેરગતણા કકડા કરેલા,
માથાં, ઊંધાં, ધડકતાં, પર તે પડેલા;

---

૧ પેહેલા ચરણથી, આંખની કીકીની ચપલતા; બીજાથી, ડોળાની તરલતા; ત્રીજાથી, આંખનો વિસ્તાર; તથા ચોથાથી, આ ત્રણેથી ઉત્પન્ન થતું સુખ, બતાવ્યાં છે. પ્રિયાના જોવાથી સાત્વિકભાવ સ્તબ્ધ થઈ અટકી ગયેલો, માટે તેનાઉપર ધવલ કમલના હારથી ખીચોખાચ બાંધ્યો, એવી ઉત્પ્રેક્ષા કરી છે; શરીરે થયેલાં રોમાંચના ઉપર, દુધના પ્રવાહમાં બોળવાની ઉત્પ્રેક્ષા કરી છે; અત્યંત પ્રેમથી અકેકની જુદાઈ મટી જવાના ઉપર, કોળીયો કરી જવાના ઉત્પ્રેક્ષા કરી છે; અત્યત આનંદના ઉપર, અમૃતમેઘની ઉત્પ્રેક્ષા કરી છે; માલતી, માધવને એકાએક દેખેછે તેથી સ્થિર દષ્ટે એના-ઉપર જોઇ રહેછે. આ પ્રમાણે થવાથી, વિકાસેલી આંખોનો ધોળો ભાગ વિશેષે દેખાઈ આવેછે તેથી, તેને ધોળા કમલ સાથે સરખાવ્યો છે; અને દૃષ્ટિ સતત ચાલીજ જાય છે તેથી તેને કમલના હાર સાથે સરખાવી છે, એની એજ રીતે આવી દૃષ્ટિને દુધના સમુદ્રની ઉપમા આપી છે. એથી ઉલટી, જે દૃષ્ટિ તરલ તથા હાલતી હોય તેને ભુરા કમલ સાથે કવિઓ સરખાવે છે. અલંકાર ઉત્પ્રેક્ષા છે.

લોહીતણો કીચડ તે ઘુંટી સુધી જાય !
શાર્દૂલમાર્ગ અતિચંડ બધે જણાય ! ! ૧૭

અહો શી આ આપત્તિ ! !

## शार्दूलविक्रीडित.

બેઠાં દૂર બધાંય, બાળકી રૂડી પંઝે પશુને પડી.

**सर्वे.**—અહો મદયન્તિકા ! !

**काम.-माध.**—(હરખાતાં)

મારેલા પશુએ મનુષ્યની અસિ જેને કરે છે ચઢી
એવો આ મકરન્દ આવી કહીંથી મધ્યે ઉભો છે રહ્યો,

**बीजां बधां.**—ધન્ય છે મહાભાગ્યવાન્ ધન્ય છે !

**काम, माध.**—(ભય પામતાં) ખાધો માર ઘણોક છે પશુતણો,

**बीजां बधां.**—બહુ ખોટું થયું.

**काम, माध.**—(હરખાતાં) તોયે પશુને હણ્યો. ૧૮

**बीजां बधां.**—સદ્ભાગ્યે અનિષ્ટનો નાશ થયો.

**काम.**—(સાભિપ્રાય) વાઘના નખના પ્રહારથી લોહીની ધારાએ નિગળતો, જમીન ઉપર ટેકાવેલી તરવાર ઉપર ટેકો દેઈને નિશ્ચલ થઇ ગયેલો, તથા બહીનેલી મદયન્તિકાને આધાર આપતો, પુત્ર મકરન્દ દુઃખી થઇ ગયો હોય એવો દીસે છે.

**बीजां बधां.**—સખત પ્રહારની વેદનાથી, અરેરે, એ મહાભાગ દુઃખી છે.

**माध.**—શું મૂર્છા પામી ગયો ! ! (કામન્દકીને) ભગવતિ ! મારૂં રક્ષણ કરો.

**काम.**—વત્સ ! તું બહુ બીહીકણ છે. ચાલ જોઇએ.

(એમ કહી સર્વે પરિક્રમણ કરીને જાય છે.)

**इति शार्दूलविक्रमो नाम तृतीयोङ्कः समाप्तः**

---

# मालतीमाधव.

## चतुर्थोऽङ्कः

(મદયન્તિકા તથા લવંગિકાને ટેકો દેઈને મૂર્છિત માધવ તથા મકરન્દ, અને ગભરાઈ ગયેલી કામન્દકી, માલતી અને બુદ્ધ-રક્ષિતા, પ્રવેશ કરે છે.)

**मद.**—ભગવતિ! કૃપા કરીને સહાય કરો અને મદયન્તિકાને માટે પોતાના જીવને જોખમમાં નાખી, દુઃખી જનના દુઃખમાં ભાગ લેનાર આ મહાભાગને ઉગારો.

**बीजां बधां.**—ધિક્કાર છે કે આપણે પણ જોઈ રહ્યાં છીએ.

**काम.**—(બંનેને કમંડલુમાંથી પાણી છાંટતી) તમે તમારી સાડીના છેડવડે પવન ઉરાડો. (માલતી વગેરે તેમ કરે છે.)

**मक.**—(હોશીયાર થઈ, જોતો) મિત્ર! તું ઘણો પોચો જણાય છે! આ શું! હું તો આ હોશીયાર થઈ ગયો.

**मद.**—(હરખાતી) અહો મકરન્દપૂર્ણચન્દ્રને પાછી શુદ્ધિ આવી.

**माल.**—(માધવને કપાળે હાથ મુકીને) સખિ લવંગિકા! વધામણી, વધામણી કે તારા પ્રિયમિત્ર, મહાભાગ, મકરન્દને ભાન આવ્યું[1]

**माध.**—(શુદ્ધિમાં આવી) મિત્ર સાહસિક[2] આમ આવ.

(એમ કહી ભેટે છે)

**काम.**—(બંનેને માથે ચુંબન કરી) સદ્ભાગ્યે બન્ને બાલકો જીવતાં રહ્યાં.

**बीजां बधां.**—આપણું અતિપ્રિય થયું. (સર્વ ખુશ થાય છે.)

---

૧ માલતીનું આ બોલવું ખરૂં જોતા માધવને કહેલું છે. પણ માધવ સાથે પોતાને ગુપ્ત પ્રિતિ હોવાથી, તેને શ્રીમુખ કંઇપણ કેહેવું યોગ્ય ન દીસે માટે આ વાક્ય પોતાની સખીને કહી સંભળાવ્યું છે.

૨ સાહસ કામ (વાઘ મારવા રૂપી) કરનાર.

**बुद्ध**.—(એકાન્તે) અલી મદયન્તિકા ! એ પેલોજ હો.[1]

**मद**.—હા, આ માધવ, અને આ એ.

**बुद्ध**.—કેમ મારૂં કેહેવું ખરૂં કે નહિં ?

**मद**.—તમારા જેવીઓ જેવાતેવાને પતકરેજ નહિં. વળી સખિ! આ મહાભાગ્યવાનની સાથે, માલતીને પણ પ્રીતિ છે એવી વાત સંભળાય છે તે ખરે રમણીયજ છે.

( ફરીથી વળી મકરન્દને ઉત્કંઠાથી નીહાળે છે. )

**काम**.—(મનમાં) દૈવયોગે કરીને આજ મદયન્તિકા અને મકરન્દનો પણ ઠીક સમાગમ થઇ ગયો. (પ્રકાશ) આયુષ્માન્ વત્સ મકરન્દ ! મદયન્તિકાનો જીવ બચાવવાસારૂ, આ પ્રસંગે દૈવે તનેજ ક્યાંથી મોકલ્યો ?

**मक**.—આજ મેં નગરમાં કંઇક વાત સાંભળી. તે ઉપરથી માધવને ઘણી ચિંતા થશે એમ જાણીને, અવલોકિતા પાસેથી કુસુમાકરોદ્યાનનો વૃત્તાન્ત જાણી લેઇ, ઉતાવળો ઉતાવળો હું આવતો હતો, એટલામાં વાઘના હાથમાં પડેલી આ કુલિન કન્યાને મેં દીઠી, એટલે એનું રક્ષણ કર્યું, ( માલતી તથા માધવ વિચારમાં પડી જાય છે.)

**काम**.—(મનમાં) માલતીનો વિવાહ થયો હશે. (પ્રકાશ) વત્સ માધવ! સદ્ભાગ્યે તારા મિત્રને ભાન આવ્યાની વધામણી માલતીએ ખાધી છે, તેથી એને વધામણીમાં કંઇક આપવાનો આજ યોગ્ય અવસર છે.

**माध**—ભગવતિ ' એણે,

**वसंततिलका.**

વાઘે ઘવાઇ ગયેલો પ્રિયમિત્ર દેખી,
હું મોહ પામી ગયલો, મુજને પ્રીતિથી

---

[1] પેલોજ—અર્થાત્ આપણી ખાનગી વાતોમાં મેં કહેલો તેજ. યાદ હશે કે બુદ્ધરક્ષિતાને, મદયન્તિકા તથા મકરન્દનો વિવાહ કરાવવાનું સોંપેલું હતું. (અં ૧.)

આણ્યો વિશુદ્ધિમહીં, તેથકી એજ આજે,
આ ચિત્ત, જીવ, સહુ લુંટી જવા ઘણી છે. ૧

**लव**.—અમારી પ્રિયસખીને એવી બક્ષીસ તો વહાલી હીમ લાગશે.

**मद**.—(મનમાં) આ મહાજન યોગ્ય કાળે અતિ મનોહર વચનયુક્તિ કરી જાણે છે.

**माल**—(મનમાં) મકરન્દે શી ચિંતાકારક વાત સાંભળી હશે ?

**माध**.—વયસ્ય ! મને અતિચિંતા કરે એવી તે **શી** વાત હસે વારૂ?

(એક પુરૂપ પ્રવેશ કરે છે.)

**पुरुप**.—પુત્રિ મદયન્તિકા ! તારા મોટાભાઇ અમાત્ય નન્દને કહાવ્યું છે કે, ભૂરિવસુની ઉપર ભારે ભરોસો રાખી, તથા આપણા ઉપર કૃપા કરીને, મહારાજે પોતેજ આપણે ઘેર આવી, માલતીનો વિવાહ કર્યો છે. માટે તું પણ આનન્દમાં ભાગ લેવા ચાલ.

**मक**.—વયસ્ય ! આજ એ વાત.

**मद**.—(માલતીને હર્ષથી ભેટતી) સખિ માલતી ! એકજ નગરમાં રહીને ધુળમાં ઢણુ કરવાના કાળથીજ તું મારી પ્રિયસખી તથા બેહેન તો હતીજ, ને વળી હવે તો અમારા ઘરનું આભૂષણ થઇ.

**काम**.—પુત્રિ, મદયન્તિકા ! તારા ભાઇનો માલતી સાથે વિવાહ થયો તે બહુ સારૂં થયું.

**मद**.—એ બધું તમારા આશિર્વાદથીજ થયું છે. સખિ લવંગિકા ! તારા સમાગસથી અમારા સર્વ મનોરથ સિદ્ધ થયા.

**लव**.—સખિ ! આ પ્રમાણે અમને તે કેહેવું ઘટે?[1]

---

૧ અર્થાત્ તારો ભાઇ, રાજાના મિત્રછે, તેનો હવે અમને (માલતી તથા લવંગિકાને) સમાગમ થયો, એટલે અમે ખુશી છીએ; તેથી તું એવું વાક્ય અમને કહેછે તે ઠીક નહીં. જગદ્ધર આ વાક્યનો અર્થ એવો ધારે છે કે, તારે (મદયન્તિકાએ) આવું બોલવું ઘટે નહીં. પણ મારે (લવંગિકાએ) ઘટે, કેમકે તારા (મદયન્તિકાના) સમાગમથી અમારા મનોરથ (મકરન્દનું લગ્ન વગેરે) સિદ્ધ થશે.

**मद.**—સખિ બુદ્ધરક્ષિતા ! ચાલ હવે વિવાહમહોત્સવમાં જઇએ.

**बुद्ध**—ચાલ જઇએ.

**लव.**—(એકાન્તે) ભગવતિ ! ભરાઈ આવેલા હૃદયમાંથી ઉભરાઇ જતા વિસ્મય તથા આનન્દે કરીને સુંદર, ધૈર્યધ્વંસને લીધે મનોહર, તથા વિકાસેલા નીલકમલના હાર જેવાં, મદયન્તિકા તથા મકરન્દનાં કટાક્ષ ઉપરથી જણાય છે કે, એ બન્નેને મનમાં તો પ્રીતિ ઉત્પન્ન થઇ ચુકી છે.

**काम.**—(હસીને) અરે એ બન્ને તો એકેકાને જોઇ જોઇને માનસિક સુરતનો અનુભવ કરે છે. કેમકે,

### मंदाक्रान्ता.

થોડી વાંકી, વળી સ્થિર બને, પ્રાન્ત ઝીણા જણાય,
સ્તબ્ધ પ્રેમે, અરધિ ઉઘડે, ભ્રૂલતા વાંકી થાય,
અંતર્મોદે મધુર રસિલી, પાંપણો સ્તબ્ધ દીસે,
એવી દૃષ્ટિ, સુરતસુખની સર્વ ચેષ્ટા બતાવે. ૨

**पुरुप**—પુત્રિ ! આમ આમ.

**मद.**—સખિ બુદ્ધરક્ષિતા ! મને જીવાડનાર આ કમલનયન, મને ફરીથી મળશે ?

**बुद्ध.**—એ વાત દૈવની અનુકુલતાને આધીન છે. ( પુરૂષની સાથે જાય છે ).

**माध.**—( એકલો ) **शिखरिणी**

તુટો આશાતંતુ, નરમનલિનીસૂત્ર સરખો,
હવે આધિવ્યાધિ, વગર અટકયે મુખ પસરો.

---

૧ પ્રાંત=ખુણા. અંતર્મોદે=અંતઃ (અંતઃકરણ, મન) મોદ (આનંદ)= મનમાંના આનંદથી. વાંકી વળીને સ્થિર થતી, તથા ઝીણા ખુણાવાળી દૃષ્ટિથી, સુરતારંભ સુચવ્યો છે. પ્રેમ સ્તબ્ધ, અરધી ઉઘડેલી, અને વાંકી ભ્રૂલતાવાળી દૃષ્ટિથી, રતિરમતની ખરી ગંમતનો કાલ બતાવ્યો છે. આનંદથી મધુર, તથા સ્તબ્ધ પાંપણોવાળી દૃષ્ટિથી, રતાવસાન—સુરતનો અંત—સુચવ્યોછે.

તજી શાંતિ સર્વે, ચપલ થઇને ચિત્ત ભમજો,
ઠરી ઠામે બેસો વિધિ, મદન વાંછા પુરી થજો. ૩[1]

અથવા, સમાનપ્રીતિનાં અસુલભ જનો ખોળું નિત્ય હું,
વિધિ વાંકો ત્યારે, ઉચિત નકી આ અંતજ ગણું;
તથાપિ વિવા'નાં વચન સુણી, એનુ મુખ ફીકું,
સવારે ઝંખાતા શશી શું, મનડું મુજ દહતું. ૪[2]

**काम**.—(મનમાં) આ પ્રમાણે અતિકષ્ટ પામતો વત્સ માધવ મને પીડે છે અને પુત્રી માલતી પણ કેવળ નિરાશ થઈ ગઇ છે. (પ્રકાશ) આયુષ્મન્! તને એમ પુછું છું કે, ભૂરિવસુ પોતેજ માલતી આપણને આપશે, એમ તું ધારતો હતો?

**माध**.—(લજવાતો) ના, ના.

**काम**.—ત્યારે પેહેલાંના કરતાં હાલ તારી અવસ્થામાં કશો ફેરફાર ન થવો ઘટે.

---

૧ માધવનુ મરણ થશે એટલે પછી વિધાનાએ પણ વિશ્રામ લેવો, ને મદનની વાંછા પણ પુરી થવાથી તેણે પણ સ્થિર થવું. નલિની=કમલ. આધિ =મનની વ્યથા, વ્યાધિ=તનની વ્યથા, તે બન્ને પસરવાથી મરણ થશેજ એમ સુચવ્યુ. ઠરી ઠામે બેસો વ૦—જાણે મેહેણું મારતો હોય એમ કહ્યું છે તેથી ઉદ્દેગાવસ્થા બતાવી ઉદ્દેગમાં આટલાં વાનાં થાય છે;

### દુહો.

હૃદયદાહ, નિશ્વાસ, ને ચિંતા, ગ્લાની, ખેદ,
રૂદન, પ્રજાગર, દૈવને મ્હેણાં કહે વિશેષ. ૧૭

૨ મારા જેવીજ પ્રીતિવાળાં માણસો મને ગમે છે, પણ તેવાં મળવાં અસુલભ છે. અધુરામાં પુરો વળી મારો દૈવ વાંકો, એટલે સુલભ વસ્તુ મળવી કઠણ, તો અસુલભની તો શી આશા? તેથી આવો (માલતી ન મળવારૂપી) પરિણામજ મને ઘટે છે એમ હું મન વાળીશ. આવો પરિણામ જો કે યુક્ત છે તોયે, એનુ વદન મને સાલે છે. વદનની કાન્તિને પ્રાતઃકાળના ઝાંખા ચંદ્રની ઉપમા આપીને, માલતીના મુખઉપર નન્દનની સાથે વીવાહ થયો સાંભળ્યાથી થતી ફીકાશ બતાવી છે; તથાપિ, માલતીના મનમાં તે વેળે દૈવના ઉપર જે કોપ થયેલો તેને લીધે મોં ઉપર જણાતી રતાશ પણ સેહેજ ધ્વનિત છે ખરી.

**मक.**—એનો વિવાહ પેહેલાં કરેલો નહતો,માટે શંકા કરવાનું કારણ.

**काम.**—એ બધી વાત હું જાણુંછું, આટધું તો બધાય લોક જાણેછે કે, નન્દનને સારૂ માલતીનું માગું કરતી વેળે, રાજાને ભૂરિવસુએ કહ્યું હતું કે, "તમારી કન્યાના તમે ધણી છો."

**मक.**—હા.

**काम.**—રાજાએ પોતેજ આજ માલતીનો વિવાહ કર્યો એવું આ પુરૂષે કહ્યું. પણ વત્સ ! પ્રાણિમાત્રનો વ્યવહાર વચન ઉપરજ ચાલેછે, અને પુણ્ય તથા પાપના હેતુ પણ વચનમાંજ રહ્યા છે, તથા સઘળું વચનનેજ આધીન છે. ઉપર કહેલું ભૂરિવસુનું વચન અસત્યજ હતું; વળી માલતી મહારાજની પોતાની કન્યા નથી; તેમજ રાજાનીજ મરજીમુજબ કન્યાદાન કરવું એવો ધર્મોપદેશ પણ નથી. તેથી આ બધી બીનાઉપર કંઇ વધારે લક્ષ આપવાની જરૂર નથી. વળી રે પુત્ર ! મને તું અસાવધ શા માટે ધારેછે ?

### इन्द्रवज्रा.

જે પાપશંકા કરૂં તારી, એની,
શત્રુનીએ તે ન થશો કદાપિ:
તેથી હવે યત્ન જરુર સાંધું,
આ જીવ જાતાં પણ હું મિલાવું. ૫[1]

**मक.**—તમે ખરૂં કહો છો ભગવતિ ! વળી.

### शिखरिणी.

દયા, કે પ્રીતિ, જે, શિશુપર ધરો છો ભગવતિ!
તમારૂં દાઝે છે વિરતમન તેનાથકી નકી,
વળી ત્યાગીને, જે સુલભ તપ તે દૂર કરતાં,
તમે યત્નો સાધો, પણ પ્રબળ છે દૈવ હવણાં. ૬[2]

---

૧ પાપ—વિરહવ્યાધિ વ્યાપવાથી થતું મરણ.

૨ વિરત=વિ (વિનાશાર્થપ્રત્યય) રત (રતિ, પ્રીતિ)=વિરક્ત, સંસારથી દૂર થયેલું.

(નેપથ્યે) ભગવતિ કામન્દકિ ! રાણીજી આજ્ઞા કરેછે કે, માલતીને લેઇને વેહેલાં આવો.

**काम.**—પુત્રિ! ઉઠ. (સર્વ•ઉઠે છે).

(માલતી અને માધવ કરૂણાભર્યાં પ્રેમી લોચનથી એકેકને નીહાળેછે.)

**माध.**—(મનમાં) અરેરે ! માધવનો માલતી સાથે મેળાપ આટલે સુધીજ !!! અરે

## दुतविलंबित.

પ્રથમ મિત્ર સમાન સુખી કરી,
પ્રકટી નિત્ય અનુકૂલતા પુરી,
પછી અકારણ દારૂણ દીસતો,
વિધિ ઘણી ચિતવ્યાધિ વધારતો. ૭[૧]

**माल.**—(મનમાં) મહાભાગ ! નયનાનન્દ ! હવે દર્શન થયાની શી આશા !!

**लव.**—ધિક્કાર છે અમાત્યને કે, અમારી પ્રિયસખીનો જીવ આમ જોખમમાં નાંખ્યો.

**माल.**—(મનમાં) મારા જીવતરનું ફળ હવે પરિપકવ થયું;નિર્દયતાને લીધે પિતાનું કાપાલિકપણું પણ ખરૂં નીકળ્યું; દુષ્ટ દૈવના આવા આરંભને યોગ્ય અંત પણ હવે નક્કી થયો. હું અભાગણી કોને ઠપકો દઉં ? અથવા મારા જેવી અશરણ તે કોને શરણ જાય ?[૨]

**लव.**—સખિ ! આમ આવ આમ. (એમ કહી કામન્દકીની સાથે જાયછે.)

---

૧ અનુકૂલતા—પેહેલાં દેવસર્વ રીતે અનુકૂલ હતુ પણહાલ પ્રતિકૂલ છે માત્ર અનનુકૂલજ નથી. અલંકાર પર્યાયછે. લક્ષણાદિક જુઓ પાને ૧૪ મે નોટ ૨.

૨ કાપાલિકપણું=કાપાલિકવ્રત આગળ સમજાવ્યું છે. કાપાલિકના જેવાં આચરણ કરતા કાપાલિક શબ્દવડે કરીને પાંચમા અંકમાં આવતા અઘોરઘંટ કાપાલિકની સુચના કરીછે. ભરત વગેરે નાટયચાર્યો એમ ધારતા કેસુચના કર્યાવિના કોઇ પાત્રનો પ્રવેશ કરાવવો નહીં, અન્ત=પરિણામ=મરણ

**माध.**—(મનમાં) એમના પ્રેમાળ સ્વભાવને લીધે ડરી જઇને, ભગવતી માત્ર મારૂં મનજ વળાવે છે. (ઉદ્વેગથી) મારો અવતાર સફળ થશે કે નહીં તેની પણ હવે મને શંકા થાય છે.ત્યારે હવે શું કરવું?(વિચારીને)મનુષ્યના માંસનું બલિદાન આપવા શિવાય બીજો એકે ઉપાય સુઝતો નથી.(પ્રકાશ)મિત્ર મકરન્દ ! તને મદયન્તિકા સાંભરીને સાલે છે ખરી વારૂં ?

**मक.**—હા,

**वसंततिलका.**

લોહીલુહાણ થયલું મુજ અંગ દેખી
એ વાઘના અતિઝીણા નખ-ઘાવનાથી,
છુટી જતી સ્તનપરે થકી કાંચળી તે
જેણે ગૃહી નહિં જરાપણ નીજ હાથે, ૮
તે, ત્રસ્ત, બાળ, મૃગશી, ચલદૃષ્ટિવાળી,
ભેટી, શકે અમૃતનાથી ભીના વપુથી;
તે સર્વ આજ ચિતડું મુજ ખેંચી જાય,
પ્યારી વિયોગથી ઘણું મનડું મુઝાય. ૯[1]

**माध.**—બુદ્ધરક્ષિતાની[2] પ્રિયસખી તને તો સેહેજ મળશે, વળી,

**शिखरिणी.**

હણી પ્રાણિને, તેં મરણ સમયે રક્ષણ કર્યું,
તને ભેટી એનું કયમ ચિત રહે અન્યશું ઠર્યું ?
વળી પદ્માક્ષીનાં નયનતણી ચેષ્ટા તુજ ભણી,
જણાવંતી પ્રીતિ, સ્થિર, રમણિ, ઝાઝી રમી રહી. ૧૦

---

૧ ત્રસ્ત=ભયભીત. ચલ=ચપલ ચંચલ- ભેટી શકે વ૦—એમ સુચવ્યું છે કે કુલિન કન્યા એકને ભેટયા પછી હવે અન્યશું પ્રેમ બાંધેજ નહી છુટી જતી કાંચળી લેવાથી મદયન્તિકાનાં સ્તન ઉઘાડાં થયેલાં અને તે મકરન્દને અડકેલાં એમ સુચવ્યું છે ને એટલાજ માટે મદયન્તિકાનું ભેટવું સુધાથી ભીનાં અંગે ભેટવાની સાથે સરખાવ્યું છે

૨ બુદ્ધરક્ષિતાની પ્રિયસખી—એ હેતુગર્ભ. વિશેષણ છે. બુદ્ધરક્ષિતા મદયન્તિકાની સખી છે માટે તેનું કહ્યું કરીને એ તેનેજ પરણશે.

**मक.**—ત્યારે ઉઠ, પારા અને સિંધુ નદીના સંગમમા નાહીને નગરમાં જઇએ. (ઉઠીને પરિક્રમણ કરેછે.)

**माध.**—આ એ મહાનદીઓનો સંગમ આવ્યો, જ્યાં,

## मालिनी.

જલથી વસન ભીનાં અંગશું ચોટી જાય
ઉંચી નીચી સહુ કાયા સાફ તેથી જણાય,
કરી તરતજ પુરા પાણીમાં સો વિહાર,
ઉઠી સહુ હવણા જે ઉભી છે પાણી બ્હાર; ૧૧
કનકથકી ઘડેલા કુંભ જેવા રૂપાળા,
અતિશય ઉપશેલા, કુચ જેના વિશાળા,
નિજ કર ભીડી તેશું સાથિયા કાઢી ઉભી,
તટપર પુરકેરી સો વધૂ કામઘેલી. ૧૨

(પછી સર્વે જાય છે.)

इति शार्दूलविभ्रमो नाम चतुर्थोऽङ्कः समाप्तः



# मालतीमाधव.

## पंचमोङ्कः

(ભયાનક તથા ઉજ્વળ વેશ ધારણ કરીને કપાલકુંડલા આકાશમાર્ગે પ્રવેશ કરેછે)

**कपाल—** **मालिनी.**

રહ્યું રૂપ દશનાડીચક્રમાં ષટ્ સુચક્રે,—
જનહૃદયનિવાસી.—જ્ઞાનિને સિદ્ધિ આપે—
અચલ મનથી જેને શોધતા સિદ્ધસાથ,—
જય જય, સહુ શક્તિધારી,—હે શક્તિનાથ ! ૧[१]

---

૧ સિદ્ધિ=આશ્ચર્યકારક શકિત, જેવી કે આકાશમાં ઉડવાની, અંતર્ધાન થવાની, વગેરે. સિદ્ધસાથ=આવી શકિત જેમને પ્રાપ્ત થઇ છે એવા સિદ્ધ લોકોનો સમાજ. યોગરસાયણ ગ્રંથમાંથી માલમ પડે છે કે, આ સૃષ્ટિના મંડાણ પહેલાં એકજ, અદ્વિતીય, સર્વ વસ્તુનું કારણ, પરમાત્મા—શિવ—હતા. પછી આ પરમાત્મા—શિવ—નામાં શકિત આવી. પ્રથમ ઇચ્છા ઉત્પન્ન થઈ, અને તે ઉપરથી, ક્રિયાશકિત અને જ્ઞાનશકિત એ ઉત્પન્ન થયાં, આ બધામાંથી સદાશિવ (આકાશનો દેવ) ઉત્પન્ન થયો. તેનામાંથી ઈશ્વર (વાયુનો દેવ): ઈશ્વરમાંથી રૂદ્ર (તેજનો દેવ); રૂદ્રમાંથી વિષ્ણુ (જલનો દેવ); તે વિષ્ણુમાંથી બ્રહ્મા (સૃષ્ટિનો દેવ) થયા. પછી બધી સૃષ્ટિ થઈ. મનુષ્યના શરીરના છ ભાગ છે ને તે પ્રત્યેકને ચક્ર કહેછે. આખા શરીરમાં શિવ—પરમાત્મા—રહે છે, ને બીજાં પાંચ દેવ, શરીરના પાંચ જુદા જુદા ભાગમાં રહેછે. સહુ શકિતધારી=શકિતઓ ત્રણ છે, ઇચ્છા, જ્ઞાન, ક્રિયા, તે સર્વ ધારણ કરનાર. શરીરમાં ૭૨,૦૦૦ નાડી છે, તેમાં ઇડા, પિંગલા, સુષુમ્ણા, ગાન્ધારી હસ્તિજીહ્વા પૂષા, અરૂણા, અલંબુષા, કુહુ, શંખની એટલી દશ નાડીઓ મુખ્ય ગણાય છે. આ નાડીઓના આખા સમૂહનું એક ચક્ર ગણાય છે. રહ્યું રૂપ વ૦—જેનું રૂપ આ દશ નાડીના ચક્રમાં તથા આગળ કહેલાં છ ચક્રમાં વ્યાપી રહ્યુ છે એવો—શિવ, સાધારણ વાંચનારને અગમ્ય શબ્દો લખવાથી લખાણની ખુબી તુટી જાય છે. પણ આ ઠેકાણે આ શ્લોકની વક્તા યોગિણી હોવાથી, એવા શબ્દો ઉલટા ખુબીવાળા ગણાય છે એમ મમ્મટ કહે છે.

હવે હું,                    शार्दूलविक्रीडित.

નિત્યે ન્યસ્ત ષડંગચક્રવચમાં, હૃત્પદ્મમધ્યે તથા,
ભાળંતી શિવરુપ જીવ લયથી, ઇષ્ટ સ્થળે આવી આ,
નાડીમાં ભરી વાયુ, રૂંધી દિલનાં મ્હાભૂત ખેંચી લીધે
ઊડ્યાના શ્રમ વિણ, વાદળનભે ભેદી ઉડંતી બળે. ૨૧

વળી આ, ગળે બાંધેલી          वसंततिलका.

ઝોલે ચઢી ધમકતી બહુ, મુંડમાલા,
તેથી ન ઘુઘરી તણા સ્વર સંભળાતા,
એવું ત્વરાથી ગગને ઉડવું વિશેષ,
પુરો ભયાનક કરે રમણીય વેશ. ૩

૧ સંધ્યાવંદન કરતા પ્રત્યેક બ્રાહ્મણને ન્યાસ એટલે શું તે ખબર હશેજ. ન્યાસ કરતી વખતે મંત્ર ભણીને, હૃદય, કાન, નાભી, કંઠ, તાલવું, ભમર, એ છ સ્થાનને હાથ અરકાડવામાં આવેછે. આવાં ન્યાસ કરેલાં (ન્યસ્ત) આ છ અંગના ચક્રમાં તથા મારા હૃદયકમળમાં બેઠેલા શિવરૂપ, હું મારા આત્માને દેખું છું કેમકે મારો તે શિવમાં લય (absorption) થઈ ગયો છે. સમાધિ કર્યા પછીથી લય–ધારેલી વસ્તુમાંજ લીનતા–થાયછે કપાલકુંડલાને યોગથી કરીને, આકાશમાં ઉડવાની શકિત મળી છે. યોગમાં આઠ ક્રિયા કરવાની છે. યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, અને સમાધિ. અહિંસા, સત્ય, ચોરી ન કરવી તે, અને બ્રહ્મચર્ય, એ, યમ. શૌચ, સંતોષ તપ, સ્વાધ્યાય, ઈશ્વરધ્યાન, એ, નિયમ, સ્થિરસુખવાળું તે, આસન, શ્વાસોચ્છ્વાસને બંધ કરવો તે, પ્રાણાયામ. જ્યારે મન, બીજા વિષયપર ધ્યાન નથી દેતું ત્યારે બીજી ઇન્દ્રિયો પણ તેમ કરે છે. આ પ્રમાણે કરવાનું નામ, પ્રત્યાહાર. મસ્તક, હૃદય, નાભી કે પછી કોઈ બાહ્યપદાર્થઉપર મનની ઐકયતા તે, ધારણા. જે વસ્તુની ધારણા કરી હોય તેના ઉપર એકચિત્તતા તે, ધ્યાન. આવી ધ્યાન કરેલી વસ્તુના ભાનમાં જ્યારે પોતાનું પોતાપણું મળી જઇને નાશ પામે, અર્થાત્ પોતે તે રૂપજ છે એમ માને તે, સમાધિ. ધારણા, ધ્યાન અને સમાધિ એ ત્રણેને સંયમ કેહે છે. ૨ જેવી હલકી વસ્તુઉપર સંયમ કરવાથી આકાશમાં ઉડી શકાય. આ તથા પેહેલા શ્લોકમાં રસ, શાન્ત છે.

કેમકે,

**स्रग्धरा**

બાંધ્યો જુડો કશીને તદપિ અહીં તહીં આ જટાઝુંડ ઉડે;
ઘંટા ખટ્વાંગ[1] કેરી લટકતી, ખખડીને, મીઠા ઘોષ કાઢે;
પેશીને સુકલાં સો શવશિર તણાં જે કુંજમાં સુસવાતો,
વાયુ તે ચીસ દેતો, ઘુઘરી ધમકતો, આ ધજા ખેંચી જાતો. ૪૧

(પરિક્રમણ કરીને જોતી, વાસના લેઈને) જુના લીંમડાના તેલમાં તળાતા લસણના જેવી ગંધવાળી ચિતાની ધુમાડીથી ઓળખાતા શ્મશાનના રસ્તાની નજીક, આ કરાલાનું દેવળ રહ્યું. મંત્રસાધનામાંથી પરવારેલા મારા ગુરૂ અઘોરઘંટે, આજ દેવળમાં આજ પુજાપો તૈયાર કરવાની આજ્ઞા કરી છે: ને કહ્યું છે કે, "પુત્રિ કપાલકુંડલા! ચામુંડાદેવીને પેહેલાંના માનેલા સ્ત્રી રત્નનો ભોગ પણ આજેજ આપવાનો છે, અને તે આ નગરમાંજ મળશે." તેથી તે રત્નને શોધવા સારૂં જાઉ (આગળ જોઇને, વિસ્મય પામતી) અહો, ગંભીર અને ખુબસુરત આકૃતિવાળો, વાંકો અંબોડો વાળીને, હાથમાં તરવાર ઝાલી, શ્મશાનને રસ્તે આ કોણ ઉતરે છે? એ,

**हरिणी**

કમલદલશો કાળો અંગે, તથાપિ ફીકો દીસે,
લલિત ડગલાં એનાં, શ્રીમાન્ શશીસમ મુખ છે;
રૂધિર ગળતું, લોચે લોચા નૃમાંસ લઇ, કર
વિનય તજતો, ડાબો, જેનો, સ્વસાહસ દાખવે. ૫૨

---

૧ ખટ્વાંગ વાજીત્રનું નામ છે.

૨ જેનો ડાબો કર યથાવર્ણિત છે. શ્લોકના પૂર્વાર્ધમાં લલિતત્વ, અને ઉત્તરાર્ધમાં વિકટત્વ બતાવ્યાં છે. તેથીજ એનું સાહસકાર્ય પણ ઝટ જણાઇ આવે છે, કેમકે તેમ ન હોય તો આવી લલિત, મધુર આકૃતિ, આવી અવિનયી ચાલ શીદ ચલાવે? મનુષ્યમાંસ ધારણ કરવાથી વીર તથા બીભત્સ રસ સૂચવ્યા છે.

**દુહો**

મનઉત્સાહથી, હર્ષથી, વિસ્મય, મોહથી તેમ,
વિધ વિધ ગંધ થકી વળી, વીરરસ ઉપજે એમ,— ૧૮

( નિહાળીને ) અહો આ મનુષ્યના માંસનું બલિદાન આપનાર તો કામન્દકીના મિત્રનો પુત્ર માધવ ! ! ! એનું કંઇ કામ નથી. ધારેલું કામ હવે સાધવું જોઇએ. પશ્ચિમમાં સંધ્યાકાળ વીતી ગયો લાગે છે. કેમકે હવે,

स्त्रग्धरा.

કાળા તાપિચ્છ ગોટા સમ, તિમિર બધે વ્યોમમાં વ્યાપી જાય,
જાણે, પર્યન્ત ભાગો નવિનજલ વિષે, ભૂમિના ડુબી જાય;
વાયુ–વેગે ઉડે જે, વલય થઇ બધે, ઘુર્ણી, તેવું ગભીર,
આરંભે એ નિશાના, ઘન થઇ, વનમાં વ્યાપતું આ તિમિર. ૬[1]

( પરિક્રમણ કરીને જાય છે. )

## इति विष्कंभकः

---

( વર્ણવેલે વેશે માધવ પ્રવેશ કરે છે. )

**माध.**—( આશાપૂર્વક )

शार्दूलविक्रीडित.

પ્રેમે ભીની, પ્રીતિ ભરી, પરિચયે ઊંડી પ્રીતિ પોસતી,
મુગ્ધાક્ષી તણી, પ્રકૃતિમધુરી, એ ચેષ્ટા થજો સો ફરી,
જે ચેષ્ટા તણી કલ્પના પણ કર્યે, વ્યાપાર અંગાંગના
થાયે સ્તબ્ધ, વિલીન સર્વ ચિતના અંશાંશ આનંદમાં. ૭[2]

---

અણગમતું દર્શન અને, સ્પર્શ–ગંધ–વચ દુષ્ટ,
તેથી થાય બીભત્સ તે ઉદ્દીપનથી પુષ્ટ. ૧૯

૧ તાપિચ્છગોટા=તમાલવૃક્ષના ગોટા. પર્યન્ત ભાગ=છેડા. વલય=કુંડાળાં

૨ પ્રીતિ થતા પેહેલાં મનમાં આદર ઉત્પન્ન થાય છે, માટે પ્રથમ તો પ્રેમે ભીની તથા પ્રીતિભરેલી, અને ધીમે ધીમે વધારે પરિચય થવાથી અંતઃકરણમાં ઘણીજ પ્રીતિ વધારી દેતી—ચેષ્ટા. અંશાંશ=સર્વ નાના મોટા વિભાગ. વિલીન=ઓગળી ગયેલા ડુબેલા. લગ્ન થતા પહેલાંના વિપ્રલંભ શૃંગારમાં થતા અભિલાષ–પ્રિયાના સંગમની ઇચ્છા–નું વર્ણન આ શ્લોકમાં કર્યું છે.

અને, **वसंततिलका.**

મેં હાથથી ગુંથી રૂપાળી બકુલમાલા,
તે પ્હેરી દૂર મુકી મોતન કેરી માલા,
તેના નિરંતર અડયાથી સુવાસવાળા,
પ્યારી ધરે કુચ મને ( પીન, ને રૂપાળા, ) ૮
મુકે પ્રિયા પ્રીતિથકી મુજ કાનપાસે
મોઢું ( રૂપાળું, મધુરૂં, રસિલું વિલાસે, )
એવી રીતે હૃદયને લઇ બાથમાં હું,
ક્યારે ( પ્રિયા ! તુજ દિલે ) લપટાઈ ભેટું. ૯[1]
અથવા એવી આશા રેહેવા દેઇને, આટલુંજ માગું કે,

**शार्दूलविक्रीडित.**

ભેગાં સૌ સુખડાં શકે મળી અને, વિસ્તારતાં ચિત્તને–
જેને ભાળી–પ્રીતિતણો રસ ઘણો આનન્દિ નેત્રે ઝરે,
જે નાના શશિની કલાથકી શકે, સૌ સાર વીણી ઘડયું,
એવું ઠામ અનંગમંગલતણું, દેખું કદા મુખડું !! ૧૦[2]

અથવા ખરેખર, એ મુખના દર્શનથીએ એક રજ માત્ર પણ ફેર પડનાર નથી; કેમકે, પ્રથમના અતિશય સંસર્ગથી ઉત્પન્ન થયેલો સંસ્કાર, નિરંતર જાગૃત રહ્યાથી, પ્રિયાની સ્મૃતિરુપી–પોતાને વિરૂદ્ધ અન્ય જ્ઞાને જેનો પ્રવાહ અટકાવેલો નથી એવું–ભાન, મારી અન્ત-

---

૧ આ શ્લોકમાં કૌંસમાં મુકેલા ભાગ ભાષાન્તર કર્તાએ ઉમેર્યા છે.

૨ નાના શશિ વ૦—દ્વિતીયાચંદ્ર, બાલચંદ્ર. પ્રિયાના હૃદયની પ્રાપ્તિ તે દુર્લભ છે, પણ એનું દર્શન મને ફરીથી થાયતો કેવું સારૂં ? અનંગમંગલ વ૦- કામનું માંગલિક ઘર અર્થાત્ જ્યાં કામ ખુશીથી વસે છે, અથવા કામનું મંગલકાર્ય સાધવાનાં સાધનો–સૌકુમાર્ય કોમલતા ઈ૦–જ્યાં વસે છે ,તે. ને મુખને ભાળી મનમાં ઘણું સુખ થાય છે; બધી જાતનાં સુખ જાણે ભેગ થતાં હોય, ને ચિત્તમાં ભરાતાં હોય, ને તે, ન માવાથી ચિત્તને વધારે પોહોળું કરતાં હોય તેમ થાય છે. આમ કેહેવાથી અન્તઃપ્રીતિ બતાવી છે. નેત્રાનંદથી બાહ્ય પ્રીતિ કહી છે.

વૃત્તિ પ્યારીમયજ હોવાથી, મારા ચૈતન્યને પ્રિયામાંજ લીન કરી નાંખે છે.[1] કેમકે,

### शार्दूलविक्रीडित.

જાણે કે લીન એ થઇ મન વિષે; પાડી પ્રતિબિંબમાં;
એનું છે ચિતર્યું મને રૂપ શકે, છે કોતર્યું ચિત્તમાં;
રોપી છે મુજ અંતરે, જડી લાધી છે વજ્રના લેપથી;
ખોદીને મનડું ઉંડી ઉંડી પ્રિયા દાટી દીધી છે મહીં; ૧૧
જાણે એજ પ્રિયા બધાં મદનનાં પાંચે શરોથી કરી,
અંગોઅંગથકી જડાયલી દીસે આ ચિત્તમધ્યે પુરી;
ચિંતા જે નિત્ય વ્યાપતી શરીરમાં, તે રુપી દોરાવડે,
પ્રાણાધાર શકે ગુંથાઇ ગઇ છે આ ચિત્ત મારાવિષે. ૧૨[2]

---

૧ કોઇપણ વસ્તુ પ્રથમ જોવાથી મનમાં તે વસ્તુની છાપ (સંસ્કાર) પડેછે. પછી તે વસ્તુની ગેર હાજરીમાં પણ, આપણે આવા સંસ્કાર ઉપરથી તે વસ્તુના રૂપનું સ્મરણ કરીએ છીએ, એવું ન્યાયશાસ્ત્રમાં કહ્યું છે. આ નિયમ આ ઠેકાણે લગાડેલો છે.

૨ પોતાનો કહેલો હેતુ હવે દૃઢ કરેછે. પ્રિયા મનમાં લીન થઇ ગઇ છે—જેમ જળમાં મીઠું લીન થાય છે તેમ મનમાં પ્રિયા લીન થઈ છે. આવી લીનતાને લીધે, સ્પષ્ટ જણાતી નથી માટે બીજી ઉત્પ્રેક્ષા કહે છે કે એનું મારા ચિત્તમાં પ્રતિબિંબ પાડ્યુ છે. પ્રતિબિંબ પણ બીજી વસ્તુનો આશ્રય લેઇને થાય છે, માટે ચિતરી છે એમ કહ્યું. ચિત્ર પણ જલ વિગેરેથી નાશ પામે માટે કહે છે કે એ પ્રિયાની છબી મારા મનમાં કોતરેલી છે. કોતરેલી પ્રતિમા પણ અંગના એકજ ભાગમાં રહી, માટે કહે છેકે અંતરમાં એને રોપી છે. રોપેલી વસ્તુ પણ, ખેંચી કઢાય તેવી શિથિલ રહે છે, માટે વજ્રના લેપથી લીપી લીધી એમ કહ્યું. લેપ તો માત્ર બાહ્યજ છે તેથી અંતઃકરણમાંજ એ રહેલી છે તે બતાવવા સારૂ દાટી છે એમ કહ્યું. દાટેલી પણ ખોદી કઢાય તેવી રહી તેથી, કામના બાણથી જડેલ છે એમ કહ્યું. જડેલું પણ બીજી જડ મારીને ઉખાડી શકાય, માટે એ પ્રિયા, ચિંતારૂપી દૃઢ દોરાની જાળથી ગુંથી લીધેલી છે એમ કહ્યું. એ પ્રિયા મારામાંજ મળી ગઇ છે તેથી હવે જુદી થવાનો સંભવ નથી.

(નેપથ્યમાં કળાહોળ થાય છે.)

વિકાળ રાક્ષસોનાં ટોળાંથી ભરેલો આ શ્મશાનનો રસ્તો કેવો ભયંકર દીસે છે! અહીંયાં,

### शार्दूलविक्रीडित.

જ્યોતિ અગ્નિતણી ચિતામહીં બળે: કોરે પરે તે તણી
અંધારૂં વિકરાળ, ઘાડું, ફરતું, તેથી દીસે ઉજળી;
ત્યાં ઝાઝી ખુશીથી ત્વરાથકી રમે, ને કીકીયારી કરે,
તાળી લેઇ, અકેકને ભૂત બધાં બોલાવવામાં ફરે. ૧૩

તેથી લાવ એમને બોલાવું. (ઉંચે સ્વરે) અરે શ્મશાનવાસી ભૂત અને રાક્ષસ!

### अनुष्टुप्.

પુરૂષાંગ તણું માંસ, શસ્ત્રથી ન પવિત્ર જે,
લેઈ તેને તમે કોઈ, આણી આપો પ્રિયા મને. ૧૪[1]

(ફરીથી નેપથ્યમા કળાહોળ થાય છે.)

અહો! બોલાવતાવાંતજ, દોડી આવતા વિકાળ વેતાળના ભયંકર, અસ્ફુટ, તથા સાંગ્રામિક કોલાહલથી છવાઈ ગયેલો, તથા આહાર નીકળી આવતાં ભૂતથી ભરાઈ ગયેલો, આ શ્મશાનનો ર-રસ્તો જાણે ચાલતો હોય એવો લાગે છે!! આશ્ચર્ય કે,

### शार्दूलविक्रीडित.

દીસેછે વિકરાળ, ફાટી જઇને ડાચાં અડચાં કાનશું,
તેમાં તેજ જણાય છે તતડતું અગ્નિતણી ઝાળનું,

---

૧ રણસંગ્રામમાં સન્મુખ મુવેલા માણસો સ્વર્ગવાસ પામે છે, માટે તેમનું માંસ શસ્ત્રવડે પવિત્ર કર્યું કહેવાય, એટલે ભૂત એવા માંસનું બલિદાન લે નહિં: તેથી કહે છે કે "શસ્ત્રથી ન પવિત્ર જે" અથવા આવું રણમાં પડેલું માંસ તો તમને ઘણું મળવાથી તેનો અભાવ થયો હશે. પણ આ તો વર્જ જુદુજ માંસ છે માટે લો.

ઝીણી, દન્ત તણી અણી, ઉપડતી, શોભી રહે છે જહાં,
એવાં સર્વ કરાળ મુખ ઉડતાં ચોપાસ આકાશમાં; ૧૫
જે મોઢાપર દાઢી, કેશ, નયને લાંબી વધી પાંપણો,
દીપે જેમ લઇ લઇ વિજળીનો છે પુંજ મોટો કર્યો,
એવાં મુખ સમેત ભૂત નજરે આવે ન આવે વળી,
સુકાં દીર્ઘ શરીર ઠાઠ લઇને, દોડયાં કરે છે મળી. ૧૬[1]

વળી આ ભૂતાવળ,

ચાવે છે રઘવાટથી, મુખ થકી, લોચાપડે માંસના,
તે ખાતાં વરૂ વ્યાળ મંદ ઘુરકે અઙ્કને રોશમાં,
ઝાંઘો છે ખજુરી તરૂસમી, જુનું જે હાડનું પાંજરૂં
બાંધ્યા નાડીવડે મહાસ્થિતણું છે, કાળી ત્વચાએ મઢયું. ૧૭

( ચોતરફ જોઇને હસતો[2] ).

શી પિશાચની વિલક્ષણ યુક્તિઓ !! આ ફીકા અને ઉંચા શરીરવાળાં ભૂત,

## वसंततिलका.

પ્હોળી કરે મુખગુફા અતિ વિકરાળ
તેમાં વિશાળ રસના દિપતી કરાળ;
અર્ધા બળ્યા, જીરણ, રોહિણની બખોલે,
જાણે પડયો વિકટ, આ અગોચેર ડોલે. ૧૮[3]

---

૧ વિસ્મય ઉત્પન્ન કરનારી વસ્તુ જોવાથી ઉત્પન્ન થયેલા અદ્ભુત રસનું આ શ્લોકમાં વર્ણન છે. એ રસનો સ્થાયિભાવ વિસ્મય છે. વિસ્મયકારક વસ્તુના ગુણાદિકનું વર્ણન કરવું તે ઉદ્દીપન છે.

૨ મારા જેવા ધૈર્યવાળાને પણ આ ભૂતાવળ બીહીવરાવવાનું કરે છે. એમ વિચારી હસતો.

૩ રોહિણ–ઝાડનું નામ છે. ભયજનક આકારવાળાં પિશાચના દર્શનથી થતો ભયાનક રસ આ શ્લોકમાં કહ્યો છે.

## ગીતિ.

સ્વર વિક્રાળ સુણીને, પ્રાણિ તેવું નિહાળી, વન જઇને,
ગુરૂ નૃપને અપરાધે, શન્ય ગૃહે વળી ભયાનક વ્યાપે; ૨૦

(પરિક્રમણ કરીને ) અરરર આગળ તો વળી અતિશય કંટાળો ઉત્પન્ન કરી કમકમાટી ચઢાવે એવોજ દેખાવ જણાય છે!!

**स्रग्धरा.**

ચીરી બાધી ત્વચાને, પ્રથમથકી ઊંચા અંગનું માંસ ચાવી,
જંઘામાંથી, ખભેથી, સુલભ પીઠથકી, માંસ ગંધાતુ ચાખી,
કાપંતાં નાડી, આંખો, દશન નિકળતા પ્રેત કેરા જણાય,
ખોળામાં ખોપરી, તે, મુકી મહીં વળગ્યું ખોતરી માંસ ખાય.૧૯[1]

વળી, તાપે અસ્થિ બફાયાં, શવશરીરતણી ઉકળે મેદ તાપે,
એવા ધૂણી ભરેલા, મળિ ભૂત, શવને બ્હાર ચિતાની લાવે;
રંધાઈ માંસ તુટે,—સરકિ વળિ પડે,—સંધિથી છુટું થાય,—
એવું જંઘાસ્થિ ફોલી, નિકળતી મહિંથી ધાર પીતાં જણાય ૨૦[2]

( હસતો ) પિશાચાંગનાઓને પણ શો સાયંકાલ સમયે આનન્દ થાય છે !! કેમકે,

**शार्दूलविक्रीडित.**

આંતડા તણું સૂત્રમંગલ કર્યું, કાને ધર્યાં ઝુંમણાં
નારીના કરપદ્મનાં, વળી ગળે છે હાર હૃત્પદ્મના,
કીધી આડ કપાળમાં રૂધિરની, ભેગી મળી કામિની,
પીતી ખોપરીમાં સુરા ચરબીની પ્રેમે પિયુને લઈ. ૨૧[3]

---

આ રસનો સ્થાયિભાવ ભય છે. ઉદ્દીપન, ભયજનક—આલંબનવસ્તુની ચેષ્ટા વગેરે છે.

૧ આ શ્લોક બીભત્સરસનું અતિપ્રશસ્ત ઉદાહરણ છે. કંટાળો (જુગુપ્સા) ઉત્પન્ન કરનાર વસ્તુ જોવાથી થતા બીભત્સરસનું આ શ્લોકમાં વર્ણન છે. આલંબન—દુર્ગંધવાળુ માંસ વગેરે છે. સ્થાયિભાવ-નિંદા, કંટાળો—(જુગુપ્સા) છે. ઉદ્દીપન—એવા આલંબનરૂપ માંસાદિકમાં પડેલા કીડા ઇત્યાદિક છે.

૨ અસ્થિ=હાડકું શવ=શબ=મડદું. મેદ=ચરબી. આ શ્લોકમાં પણ, રસ બીભત્સ છે.

૩ સુરા=દારૂ. આ શ્લોકમાં શૃંગારમિશ્ર બીભત્સ રસ છે. આ બન્ને રસ એકેકના અંગી અને અંગ ભાવથી રહેલા નથી, તોયે એકેકથી નિરાલંબ રહીને અન્યોન્યને પુષ્ટ કરે છે. આ બન્ને રસ ભેગા. થઇને એક ત્રીજા—હાસ્ય—રસને ઉત્પન્ન કરે છે; ને તેથીજ આવા મિશ્રણમાં દોષ આવતો નથી.

(પરિક્રમણ કરીને, ફરીથી "પુરૂષાંગતણું માંસ" ઇ૦ બોલીને) બધી ભયાનક ચેષ્ટા કરવી મુકી દઇને શું બધાં ભૂત અદર્શ થઇ ગયાં ! ! શી પિશાચની નિઃસત્વતા ! (પરિક્રમણ કરીને ક્ષીણ નજરે જોતો) આ શ્મશાનના ખુંણેખુણા હું શોધી વળ્યો ![1] આ મારા મોં આગળ, શ્મશાનને પેલે પાર આવેલી,

### शार्दूलविक्रीडित.

જેના તીરની કુંજમાં ઘુવડના ઘૂઘૂ સ્વરો થાય છે,
જેના તીર શિયાળની ચીંસવડે વિકાળ વર્તાય છે,
ફુટેલાં શિરનાજ કાકરવિષે રૂંધાઇ, વેગે વધી,
આરા, ભેખડ, તોડી, ઘોરરવથી વેગે વહે તે નદી. ૨૨[2]

(નેપથ્યે) હે તાત ! નિર્દય ! રાજાને ખુશી કરવાનું આ તમારૂં સાધન આજ વિપત્તિમાં પડયું છે !

**માધ.**—(સાભિપ્રાય, કાન દઇને) અહો ! આ નાદ—

### मंदाक्रान्ता.

ચિત્તાકર્પી, પરિચિત સમો, કાનને ઓળખીતો,
પ્રેમી, ઊંચો, વિકલકુરરીસાદ-શો, સંભળાતો,
ભેદાઇને, હૃદય ભમતું, અંગઅંગો ગળે છે,
કંપે કાયા, ગતિ ન સુઝતી, શું કરૂં ? શું હશે એ ? ૨૩[3]

### अनुष्टुप्.

કરાલાલયથી આવે, કરૂણાયુત નાદ એ,
આવાં અશુભ કાર્યોનું, જાણીતું ખરૂં ઠામ તે. ૨૪[4]

---

૧ અર્થાત્ આખું શ્મશાન હું રખડયો, પણ મારૂં બલિદાન લેઇને, કોઈ મારી પ્રિયા આણી આપવાની હા કહેતું નથી. વળી શ્મશાનની છેલ્લી હદ પણ હવે આવી રહી, એટલે વધારે ખોળવાનું પણ ઠેકાણું હવે નથી, ૨ કાકર–કાકરા. ૩ વિકલકુરરીસાદશો—વિકલ (ભયભીત થયેલી) કુરરી (એક જાતના પક્ષિની માદા) ના સાદ જેવો. ૪ કરાલાલય=કરાલા (એ નામની ચામુંડા) નું આલય (દેહેરૂ.)

તેથી લાવ જોઉં તો ખરો. (પરિક્રમણ કરેછે.)

(દેવીની પૂજા કરતાં અઘોરઘંટ અને કપાલકુંડલા,
તથા વધેરવાને તૈયાર કરેલી માલતી, પ્રવેશ કરેછે.)

**माल.**—હે નિર્દય પિતા ! રાજાને ખુશી કરવાનું તમારૂં સાધન હવે નાશ પામેછે. હે માયાળુ માતા ! દુષ્ટદેવના યોગે કરીને તું પણ દુઃખી થઈ; અરે માલતીમાંજ લીન થઇ જઇને, સર્વ કાર્ય મુકી, મારા સુખની શોધમાં ફરનાર ભગવતિ કામન્દકિ ! તમે પણ બહુ બહુ પ્રયાસનું કષ્ટ વેઠયું ! હે પ્રિયસખિ લવંગિકે ! હવે હું તો તને માત્ર સ્વપ્ન સમયેજ મળીશ !

**माध.**—અહો ! આ તો એજ મદિરાક્ષી દીસેછે; હવે સંદેહ શાનો ? તેથી એ જીવેછે એટલામાં હું પણ એને જઇ મળું.

(ઉતાવળો ઉતાવળો પરિક્રમણ કરેછે.)

**अघोर.—कपाल.**—જય જય દેવિ ચામુંડા !

**शार्दूलविक्रीडित.**

નાચ્ચે પાય દબાવી ગર્વથકી આ ભૂગોલ, ભારે નમ્યો,
તેથી કુર્મની પીઠ બેસી ગઇ, ને બ્રહ્માંડ સૌ ખળભળ્યો;
પાતાલાકૃતિમુખમાં સહજમાં સાતે ધર્યા અર્ણવો,
ભારે, નૃત્ય તમારૂં ભૈરવસભાઆનંદકારી, નમો. ૨૫

વળી, **मनहरछंद.**

હાથી તણા ચર્મથકી હાથ બ્હાર જાય તેના
નખથી વિંધાયલા વિધુથકી સુધા ઝરે,
તેથી મુંડમાલતણાં મુંડ જીવી, હાસ્ય કરે,
ભૂત બધાં ત્રાસ પામી પ્રાર્થના પ્રિતે કરે,
કંકણને ઠામે બાંધ્યા સાપ, તે પિડાઇ ખુબ,
ન્હોળી કરે ફેણ ઝાળો જેમ વિષની ઝરે,
ભૂધર સમૂહ બધો ઉખડીને હેઠો પડે,
એમ આ હજાર હાથ નૃત્યમાં ભલા ફરે, ૨૬

અગ્નિવડે રાતી થઇ આંખમાંથી ઝાળ ઝરે,
તેથી છાયું માથું તે મશાલાશું બધે ફરે,
ધજા જે ખટ્વાંગની તે આકાશે જઇને અડે,
તેથી તારાકેરાં ટોળાં ઠામઠામ વિખરે,
ખુશીથકી ભૂત ને વેતાલ બધાં તાલ મારે
પાર્વતીના કાન ફુટે ચિત્તમાં ઘણી ડરે,
શંભુને શરીરે બાઝે શંભુ ખુશી થાય ખુબ,
એવું આ તમારૂં નૃત્ય હ્રષ્ટિ પુષ્ટિ સૌ કરે. ૨૭[1]

( એમ કહી નાચે છે. )

**માધ.**—હા ધિક્ ! શી વિપત્તિ ! ! આ બીચારીને, આ પાખંડીઓએ,

## शार्दुलविक्रिडित.

રાતા ફુલની માળ, રક્તવસ્રનો, રાતી કરી આડ છે,
આ ચાંડાલ-વરૂ-કરે, મરગલી પાપાર્થ આવી દીસે;
આ ભૂરિવસુની સુતા, વસુ સુતા, મૃત્યુમુખે છે પડી
હા! ધિક્કાર અનિષ્ટ, નિર્દય, ભુંડો ધા દૈવનો શો!! હરિ! ૨૮[2]

૧ હ્રષ્ટિ=આનંદ પુષ્ટિ=અશુભનાશ; ઇષ્ટકાર્ય પુષ્ટ (પૂર્ણ) થાય એવો યોગ. કાપાલિકો શિવ અને શક્તિનાં વિક્રાળ રૂપ (ભૈરવ અને (ચંડિકા) ના ઉપાસકો હોય છે. આ ઠેકાણે જે નૃત્ય કર્યું છે તે તદન શિવરૂપદેવીનું નૃત્ય હોય એમ ભાસે છે, કારણ કે હાથીના ચર્મનો બુરખો શિવનેજ હોયછે, તેમજ માથાઉપર ચંદ્ર, અંગે સર્પ ઇત્યાદિક ચિન્હ પણ શિવનાંજ છે. ભગવતી ભાગવતાદિક ગ્રંથોમાં વર્ણવેલી મહાકાલિનું આ નૃત્ય હોય એમ લાગે છે.

૨ વસન=વસ્ત્ર. પાપાર્થ=પાપ-પાપી-કાર્યાર્થ-વધેરાવા સારૂં વસુસુતા= વસુ નામે દેવ છે તેની પુત્રી. આવા વિશેષણથી કરીને માલતીની સુખી સ્થિતિ બતાવી છે. અઘોરઘંટને ''ચાંડાલ'' કેહેવાનુ કારણ કે, ''સર્વ જાતની સ્ત્રી અ- વધ્ય છે'' એવા સ્મૃતિના નિયમને એ તોડવા બેઠો છે. મરગલી-મૃગી-એવા ઉપમાનથી માલતીની ભયભીત અવસ્થામાં થયેલી, નેત્રની ચંચલતાદિક ચેષ્ટા બતાવી છે. ઇષ્ટજનનો નાશ થતો દેખીને ઉપજતા કરૂણારસનું આ શ્લો- કમાં વર્ણન છે આલંબન-માલતી છે. સ્થાયિભાવ-શોક છે. આવા શોકને વિષે જે હૃદયનો દાહ ઇત્યાદિક ઉપજે તે બધાં ઉદ્દીપન છે. (મમ્મટ).

**कपाल.**—હે ભદ્રે ! **इन्द्रवज्रा.**

સંભાર તારો પ્રિય હોય તેને;[1]
માથે ભમે નિર્દય કાળ તારે.

**माल.**—હે પ્રાણાધાર માધવ ! આ લોક મુકીને ગયેલી પણ આ તમારી દાસીને વિસારશો નહિં ! જેને પોતાનાં વાહાલાં સંભારે છે તે મુંવું ગણાય નહિ.

**कपाल.**—અરેરે આ બીચારીને માધવની પ્રીતિનું તાન લાગ્યું જણાય છે![2]

**अघोर.**—(શસ્ત્ર ઉંચું કરીને) જે બની તે ખરી, હું તો એને મારૂં છું.

મેં સાધના ૠહેલી પ્રીતિથી માની
પૂજા સ્વિકારો બધી તે, ભવાની ! ૨૯

(એમ કહી મારવા જાય છે.)

**माध.**—(એકદમ આગળ ધશીને, માલતીને પોતાની સોડમાં લઇ) અરે દુષ્ટ ! દૂર ઉભોરે' દૂર, નિર્દય કાપાલિક ! તારો એક ક્ષણમાં નાશ કરૂં છું.

**माल.**—(બીહીતી બીહીતી જોઇને) મહાભાગ ! મારૂં રક્ષણ કરો.

(એમ કહી માધવને વળગી પડે છે.)

**माध.**—મહાભાગે ! ગભરાવાનું કંઈ કારણ નથી;

**हरिणी**

મરણ સમયે, જેને સારૂં, લવી પ્રીતિ દાખવે,
શરમ તજીને; તારો તે આ સખા અહીંયાંજ છે;

---

૧ ''સ્ત્રીનો પતિ, તેજ તેનો ગુરૂ, તથા પૂજ્ય છે'' એવા સ્મૃતિના આદેશને અનુસરીને કપાલકુંડલા કહે છે કે, તારા પતિને સંભાર એટલે તારી મુકિત થાય. અથવા તો, આ જન્મમાં તો આવો તારો પરિણામ થયો એટલે, તારાથી તારા પતિનું સુખ ભોગવાયું નહીં; પણ આવતા જન્મમાં તેમ થાય તે સારૂં, તારા પતિને સંભાર.

૨ કપાલકુંડલા દીલગીર થાય છે કેમકે કામન્દકીના મિત્રના પુત્ર માધવને એ (માલતી) અનુરકત હતી.

સુતનુ તજ તું ધ્રૂજારો સૌ, કર્યાં નિજ કર્મનું,
તરત ફલ આ પાપી લે છે, મતિ અવળી તણું. ૩૦[1]

**અઘો.**—અહા! આપણુને વિઘ્ન કરનાર આ પાપી કોણ છે?

**કપાલ**—આનો પ્રિય, અને કામન્દકીના મિત્રનો પુત્ર, મનુષ્યમાંસનું બલિદાન આપનાર માધવ તે એજ.

**માધ.**—(રડતો) મહાભાગે! આ શું?

**માલ.**—(થોડી વારે ભાન આણીને) મહાભાગ! હું કંઈ જાણુતી નથી. જાણું છું માત્ર એટલુંજ કે મેડીએ સુતી હતી ત્યાંથી અહીં આવીનેજ હું જાગી. તમે ક્યાંથી આવી ચઢયા?

**માધ.**—(લજવાતો) હે ભીરૂ!

### वसंततिलका.

હું પાણિ-પંકજ ગૃહું મુજ હાથ તારૂં,
તો ધન્ય આ જિંવ્યું ગણી અતિશે પિડાઊં.
તેથી શ્મશાન ફરતો નરમાંસ દેવા,
ધાયો સુણી રૂદન તારૂં દયામણું આ. ૩૧[2]

**માલ.**—(મનમાં) અહો મારે માટે પોતાના જીવની પણ દરકાર કર્યાં વગર આ પ્રમાણે ફરે છે!!

**માધ,**—હે સુન્દરિ! આ પ્રસંગ ખરેખર કાકતાલીય જેવોજ થયો. હવે,

### શાર્દૂલવિક્રીડિત.

રાહુના મુખથી છુટે શશિકલા, તેવી પુરા ભાગ્યથી
પાપીની તરવારથી મરી જતી પ્યારી ઉગારી લઇ;

---

૧ "ફલ લેછે" એવો વર્તમાન કાળ વાપરીને માધવે પોતાની બહાદુરી, તથા શક્તિ બતાવી છે. આ શ્લોકમાં શૃગારમિશ્રિત વીર રસ છે. પહેલી બે લીટીમાં માલતીને આશ્વાસના કરવા રૂપ અર્થમાં શૃંગારરસનો આભાસ થઇને છેલ્લી લીટીમાં વીરરસ વ્યાપે છે. વીરરસનો સ્થાયિભાવ ઉત્સાહ છે.

૨ પાણિ પંકજ=પાણિ (હાથ) રૂપી પંકજ=(કમલ). તારે માટે હું આવાં સાહસ કાર્ય કરૂં છું; પણ તારે મન કેમ છે તેની મને લેશ માત્ર પણ ખબર નથી.

ભીતિપૂર્ણ, ગળ્યું કરૂણ રસમાં, ટોળાયલું વિસ્મયે,
ક્રોધે ધીકિ ગયું, પ્રસન્ન ખુશીથી, આ ચિત્ત શું શું કરે !! ૩૨[1]

**અઘોર**.—રે બ્રાહ્મણબાલ !

## शार्दूलविक्रीडित.

હિંસામાં નિત્ય મગ્ન હું, વળી નિત્યે પ્રાણિ ઘણાં હોમતો,
તું મોઈ મૃગલી પુઠે મરગલો, આ વાઘ—હાથે પડયો;
તેથી હું તુજને વધેરૂં પ્રથમે, કાપું ગળું ખડ્ગથી,
વ્હેતી ધાર રૂધિરની થકી વળી દેવી રીઝાશે ભલી. ૩૩[2]

**માધ**.—અરે દુષ્ટ પાખંડી ચાંડાલ !

## शिखरिणी.

રૂડો સંસારેથી હરણ કરવા સાર સઘળો,–
ત્રિલોકેથી ચોરી કરી, મણિ જવા લેઇ દિપતો,–
પ્રકાશે સૃષ્ટિનો હરણ કરી અંધારૂ કરવા,–
ભલાં બંધુ ભાંડુ મરણશરણે સદ્ય ધરવા,– ૩૪
નમાવી દેવાને મદનમનનો ગર્વ સઘળો,–
સહુ કેરાં, આજે અફલ કરવા ભવ્ય નયનો,–

---

૧ નવા નવા રસની અંદર ડુબી જવાથી આ ચિત્ત શુ શુ કરે છે તે હું જાણી શકતો નથી. રાહુની ઉપમા, પાપી, અઘોરઘંટને આપી છે તેથી કરીને ભયની ઉત્પત્તિનું કારણ સુચવ્યુ છે; ને તે માટેજ ચિત્ત ભીતિપૂર્ણ છે. ચન્દ્રની કલા જેવી રમણીય, તથા બધા જગતના આનંદનો હેતુ માલતી કષ્ટમાં પડી છે, એવો અર્થસંકેત ચન્દ્રની કલાની ઉપમા આપીને કર્યો છે; ને તેથીજ ચિત્ત કરૂણામાં ડુબ્યુ છે. દૈવયોગે કરીને પોતે માલતીની સહાયમાં આવી પડ્યો, માટે ચિત્ત વિસ્મયવાળું છે. પાપીની તરવારથી મરતી પ્રિયા જોઈ ક્રોધાયમાન થયું છે; અને પાછી પ્રિયાને ઉગારી લીધી માટે ચિત્ત પ્રસન્ન થયું છે. પેહેલી બે લીટીમાં ઉપમા અલંકાર છે.

૨ વીરરસાત્મક વાક્ય આ શ્લોકમાં કહ્યાં છે.

કરી દેવા રૂડું જગ, ઉજડ વેરાન સરખું,—
થયો શાને આજે તતપર હવે, પાપી ! અહીં તું ! ૩૫[1]

વળી રે પાપી !

**वसन्ततिलका.**

ભેગી મળે પ્રણયિ, પ્રેમી, સખી રસીલી,
માંડે વિનોદ પરિહાસ મીઠા પ્રીતિથી,
તાજાં શિરીષ ફુલડાં રમતાંજ મારે,
તે એ મૃદું શરીરને પીડતાં વધારે; ૩૬
ખેંચું તું શસ્ત્ર હણવા મૃદુ એ શરીર,
આ હાથ મુજ પડિયો ગણ તુજ શિર,
તે જાણ જેમ જમદંડ પડ્યો અકાલ,
આવી ભમે તુજ શિરે નક્કી આજ કાલ. ૩૭[2]

૧ માલતીને મારવામાજ મહાદોષ છે. માલતી સંસારના સારરૂપી છે, એટલે એનો નાશ કરવો ઘટે નહિં: કેમકે ડાહ્યા પુરૂષો થોડા ફળવાળું અને ઘણી હાનીવાળુ, કાર્ય કદી કરતા નથી. વળી એ ત્રિભુવનના રત્ન જેવી છે તેથી પણ એને મારવી ઘટે નહિંજ. માલતી, આખા જગતનુ અજવાળું છે, પોતાના બંધુઓનો જીવ છે. કામદેવનો ગર્વ છે, સર્વ લોકની આંખનો આનન્દ છે, બધા જગતની વસ્તી છે. અહીંયાં, પ્રિયાની પ્રશંસા કરવાથી શૃંગાર, બન્ધુના મરણથી કરૂણા, પાખંડીને ઠપકો દેવાથી વીર, "કેમ તત્પર થયો" એવું આશ્ચર્ય બતાવવાથી અદ્ભુત, એમ નાનાપ્રકારના રસ ભેગા મળ્યા છે. અલંકાર અતિશયોક્તિ છે. ઉપમેય, ન કહેતાં તેને ઉપમાનમાંજ સમાવી દઇને જે અધ્યવસાન કરવું તેનુ નામ અધ્યવસાનાતિશયોક્તિ (મમ્મટ) અથવા કુવલયાનંદકારિકામાં કહ્યું છે તેમ રૂપકાતિશયોક્તિ. અહીયાં જગતનો સાર, ત્રિભુવનનું રત્ન વગેરે માલતી છે, તથાપિ માલતીનું–ઉપમેયનુ–નામ ન દેતાં—ઉપમાન માત્રથીજ વ્યવહાર કર્યો છે, ને એ ઉપમાનમાં માલતી એ–ઉપમેય—સંતાઈ પેઠું છે.

૨ "અકાલ" શબ્દવડે કરીને યમદંડ જેવા મારા હાથ સામે કશો ઉપાય સેવાય એમ નથી એવું સુચવ્યુ. "આ હાથ તુજ શિર પડયો" એમાં માત્ર હાથનુંજ નામ દીધુ છે તેથીકરીને માધવે પોતાનુ અતિશય શૂર બતાવ્યુ, અર્થાત્ શસ્ત્રથી નહિં પણ હાથથીજ તને મારીશ, એટલો હું બલવાન્ છુ. આ શ્લોકમાં પણ શૃગાર તથા વીરરસનું મિશ્રણ છે. આવી રીતે હાથ પડવાનો હેતુ,

**અઘોર.**—દુરાત્મા ! પ્રહાર કર, તારૂં કંઈ ચાલનાર નથી.

**માલ.**—નાથ સાહસિક ! કૃપા કરો. એ દુષ્ટ અતિઉગ્ર તથા બળવાન્ છે. આવા મરણના મુખમાંથી પાછા વળી મારૂં રક્ષણ કરો.

**કપાલ.**—ભગવન્ ! સંભાળીને એ દુષ્ટને મારી નાંખો.

**માધ.**—**અઘોર.**—(માલતી તથા કપાલકુંડલા પ્રત્યે) રે બીહીકણ ! જેના

**વસંતતિલકા.**

કુંભસ્થલો કરિતણાં કરવજ્ર ચીરે,
તે સિંહ કેમ ડગશે મૃગથી લગીરે;
માટે હવે હૃદયમાં દૃઢ ધૈર્ય ધાર,
પાપી હણ્યો પળવિષે, મનમાં વિચાર. ૩૮

(નેપથ્યમાં કોલાહલ થાય છે; સર્વ સાંભળે છે.)

(નેપથ્યે) રે માલતીની શોધમાં ફરતા સૈન્યજનો ! અમાત્ય ભૂરિવસુને ધિરજ આપતાં, સર્વગામી બુદ્ધિવાળાં ભગવતી કામન્દકી તમને હુકમ કરે છે કે કરાલાના મંદિરને ઘેરી લો.

**अनुष्टुप्.**

અઘોરઘંટના વિના, અન્યનું નથી કાર્ય આ,
બલિદાન કરાલાના વિના કારણ અન્ય, ના. ૩૯

**કપાલ.**—ભગવન્ ! આપણે અંતરાઈ ગયાં હો.

**અઘોર.**—ફીકર નહીં. શુરાતન બતાવવાનો હવે વિશેષે કરીને, સારો અવસર આવ્યો.

**માલ.**—હે તાત ! હે ભગવતિ !

**માધ.**—માલતીને એના બંધુજનોને કુશલક્ષેમ સોંપીને, તેમની સમક્ષજ આને મારૂં. (માલતીને એક તરફ ખશેડી મુકી, અઘોરઘંટને એક તરફ ખશેડતો, માધવ પરિક્રમણ કરે છે.)

''ખેંચ્યું તું શસ્ત્ર હણવા મૃદુ એ શરીર'' એ વાક્યમાં હેતુ છે, માટે કાવ્યલિંગાલંકાર થયો. જ્યાં કોઇપણ કાર્યનો હેતુ, વાક્યમાં, અથવા પદમાં (સમાસકે પછી કોઈ પણ વિભકત્યંત શબ્દમાં)દર્શાવેલો હોય ત્યાં, કાવ્યલિંગાલંકાર. (મમ્મટ).

**માઘ.—अघोर.**—(અન્યોન્યને ) અરે દુષ્ટ!

**शिखरिणी.**

ખડે અસ્થિ મધ્યે, ખડખડ ખડેડાટ કરતી,–
સુકી નાડી છેદે, ક્ષણુ લઈજ સ્હેજે અટકતી,–
પડે પંકે જેવી, ત્યમ શરીરમાંસે વિચરશે,
અસિ ગાત્રે ગાત્રો, કણુ કણુ સમાં છેદી કરશે. ૪૦[1]

( એમ કહી સર્વે જાય છે.)

**इति स्मशानवर्णनं नाम पंचमोङ्कः समाप्तः**

---

# मालतीमाधव.

## षष्टोङ्कः.

(કપાલકુંડલા પ્રવેશ કરે છે.)

**कपाल.**—માલતીને સારૂ મારા ગુરૂને મારી નાંખનાર દુષ્ટ માધવ! તે વેળાએ સ્ત્રી જાણીને તેં મને જવા દીધી; (ક્રોધથી) પણુ કપાલ કુંડલાનો કોપ હવે શું કરે છે તે જોઇ લેજે; જે નાગણીને,

**इंद्रवज्रा.**

ક્રોધાગ્નિ ચિત્તે નહિં હોલવાય,
જે દંશવા જાગતી રે' સદાય,

---

૧ પંક=કાદવ. અસિ=તરવાર.

છે દાંત તીના, ભરી ઝેરની છે,
તેનો હણી નાથ ન કોઇ જંપે. ૧[1]

(નેપથ્યમાં) **मंद्राक्रान्ता.**

વૃદ્ધાજ્ઞાએ, નરપતિ બધા ' આચરો આજ ટાણે,
ભૂદેવો[2] સૌ મધુર સ્વરથી વેદના રાગ તાણે,
મોઠી ચેષ્ટા, મધુર ગીત, સૌ મઙ્ગલાર્થે ચલાવો,
થાઓ વ્હેલા, સમિપ વધતો જાનનો સાથ આખો. ૨[2]

ભગવતીની આજ્ઞાને અનુસરીને, અમાત્યની પત્ની એમ આજ્ઞા કરે છે કે, આપણા વેવાઇની જાન આવી નથી એટલામાં, મંગલ કાર્યમાં આવતાં વિઘ્નની શાન્તિને અર્થે, માલતીએ નગરદેવીની પૂજા કરવા જવું. અને એની સાથે જનાર સાજન, ઘરેણાં લુગડાં પેહેરી તૈયાર થાય, ત્યાંસુધી તેમની વાટ જોવી.

**कपाल.**—ઠીક છે ત્યારે. માલતીના વિવાહની ઉતાવળમાં ફરતા હજારો પ્રતીહારથી ભરેલા આ ઠામમાંથી નીકળી જઇને,[3] માધવને નડવાના ઉપાય શોધું- (એમ કહી જાય છે.)

**इति विष्कंभक.**

---

૧ આ શ્લોકમાં અપ્રસ્તુત-પ્રશંસા અલંકાર છે. ચાલતા કાર્યના સંબંધમાંજ, ઉપરથી સંબંધ ન ધરાવતા અન્યકાર્યની પ્રશંસા કરવી તે અપ્રસ્તુત-પ્રશંસા અલંકાર. (મમ્મટ). આ પ્રશંસા પાંચ જાતની છે. કાર્યને ઠેકાણે કારણનું વર્ણન કરાય અથવા કારણને ઠામે કાર્યનું વર્ણન થાય તે, સામાન્યને ઠામે વિશેષ વાત કહી બતાવવી અથવા એથી ઉલટું તે, અને ચાલતા પ્રસ્તુત કાર્યને તુલ્ય અન્ય વૃત્તાન્ત કેહેવો એ પાંચ પ્રકાર છે. અહીંયાં કપાલકુંડલા વેર લેનાર છે, એવા પ્રસ્તુતકાર્યને તુલ્ય નાગણીનો અપ્રસ્તુત દાખલો આપ્યો છે માટે પાંચમા પ્રકારની અપ્રસ્તુતપ્રશંસા થઇ.

૨ ભૂદેવ=બ્રાહ્મણ.

૩ કામન્દકીનું નામજ સાંભળીને, ડરે છે. ને તેથી નાસવાનું કરે છે.

( કલહંસક પ્રવેશ કરે છે. )

**कल.**—નગરની દેવીના મંદિરમાં, મકરન્દની સાથે સંતાઇ રહેલા, નાથ માધવે મને આજ્ઞા કરી છે કે, માલતી પૂજા કરવાને નીકળી કે નહિ તે નક્કી કરી આવ. તેથી એમને ખુશ ખબરની વધામણી ખાઉં. (પછી માધવ અને મકરન્દ પ્રવેશ કરેછે.)

**माध.**—ભગવતિ કામન્દકિ !

## शार्दूलविक्रीडित.

ભાળી માલતી તેજ દીવસ થકી, વૃદ્ધિ ઘણી પામતી,
પામી પુષ્ટિ પુરી, મૃગાક્ષિતણી, જે પ્રેમાળ ચેષ્ટા થકા,
એવા મન્મથવેદનાતણી પીડાનો અંત આજે થશે,
યુકિતઓ ફળશે તમારી સઘળી, કે વ્યર્થ બાધી જશે. ૩

**मक.**—મિત્ર ! ભગવતીની આવી બુદ્ધિશાળી યુક્તિઓ તે નિષ્ફળ જતી હશે ! '

**कल.**—( આગળ આવીને ) સદ્ભાગ્યે માલતીનું સાજન ઘેરથી નીકળ્યું છે.

**माध.**—ખરે !

**मक.**—મિત્ર ! તું કેમ માનતો નથી ? નીકળી છે એટલુંજ નહિં, પણ પાસે આવી ચુકી છે; કેમકે,

## वसंततिलका.

ગંભીર, મંગલમૃદંગ થકી થયેલો,
વાયુવડે સ્થલબધે પસરી રહેલો,
જે મેઘગર્જિતસમો સ્વર વ્યાપિ રે'તો,
તે અન્ય શબ્દ કરણે પડવા ન દેતો. ૪

તેથી આવ, જાળીયામાંથી જોઇએ.

**कल.**—નાથ ! ઉડતા રાજહંસના જેવા શોભાયમાન ચામરના પવનથી લેહેરાતી ધજા રૂપી તરંગથી ચંચલ નીરવાલા, ગગનના આંગણારૂપી સરોવરમાં, ઉચા નાલવાળાં, ખીચોખીચ ઉગેલાં

ધવલ કમલના જેવાં દીપતાં છત્રનો સમૂહ દેખાય છે; ને, અદાથી ચાવેલા પાનના બીડાથી ભરેલા ગાલમાંથી આખા ભાગા તથા મધુર સ્વરે મંગલ ગીતનું ગાન કરતી, વિવિધ પ્રકારનાં આભૂષણ તથા રત્નના કિરણની છાયાવડે, ઇન્દ્રધનુષના કકડાએ છવયાલા આકાશ જેવી શોભતી, ગણિકાઓને લેઇને, ખણખણતી કનકની ઘુઘરીઓના ઝમકાર કરતી હાથણીઓ પણ આવે છે.

**मक.**—અહો ! અમાત્ય ભૂરિવસુની દોલત ખરે ઇચ્છવા યોગ્યજ છે. કેમકે,

**शार्दूलविक्रीडित.**

ટોળાં મોરતણાં ઉડે અહીં તહીં, તેનાં પિછાંના બધાં
જાણે ચન્દ્રક એકઠા કરી અને, સૌ ઠામમાં પાથર્યા;
કે પાંખો પછી ચાસની કચરીને, ભુકો ઉરાડયો બધે,
એવા રત્ન કરો ઉંચે કુટી અને ધ્રૂજી રહેલા દીપે; ૫
તેથી, અન્તલગી છવાયલી દિશા શોભે વિશેષે કરી,
રૂડા ઇન્દ્રતણા ધનુષથી શકે દીધી બધી છે ભરી;
કે, છાઇ પછી શોભતા, વિધિવિધિના ચિત્રથી ચિંતર્યા
ચીનાંશુકવડે શકે સ્થલ બધે, એ સત્ય છે કલ્પના. ૬[1]

**कल.**—અનેક સેવક જનોએ નીચી નમાવેલી, સોના રૂપાના ઢોળ ચઢાવેલી, છડીઓના પ્રકાશથી થયેલા ગોળ કુંડાળામાં એનું સાજન તો દૂર ઉભું રહ્યું !! પણ, અત્યંત સિન્દૂરરૂપી, સાયંકાળના અરૂણ વર્ણથી રક્તમુખવાળી, તથા લટકતી નક્ષત્રમાલા ધારણ કરેલી, હાથણીરૂપ[2] રજનીને શોભાવતી, પોતાની રમણીયતાવડે

---

૧ ચન્દ્રક=મોરનાં પિછાં ઉપરના ચાંદલા. ચીનાંશુક=ચીન (ચીનદેશ)નું અંશુક (લુગડું); તે ઘણું શોભિતું હોય છે. પેહેલા શ્લોકમાં કિરણની ઉપર બે ઉત્પ્રેક્ષા કરેલી છે; ને બીજા શ્લોકમાં તેવા કિરણે છવાયલી દિશાઓ ઉપર બીજી બે ઉત્પ્રેક્ષા કરી છે.

૨ સિંદૂર રૂપી વ૦—હાથણીને મોઢે ચોપડેલું સિન્દૂર તે રૂપી અરૂણવર્ણ (સાયંકાળનો); નક્ષત્રમાલા=હાથીને પેહેરાવવાનું ઘરેણું; નક્ષત્ર (અહોપઅહ) ની માલા. આ પ્રમાણે આ બન્ને અર્થ હાથણીને તેમજ રજનીને ઘટે છે.

કુતૂહલ ઊત્પન્ન કરી સર્વ લોકનાં નયન પોતાના તરફ ખેંચતી, તરતજ ઉગેલા ચન્દ્રની કલાજેવી, ફીકા અને સુકાતા અંગવાળી માલતી આગળ આવે છે.

**મક**:—મિત્ર ! જો જો, એના

## हरिणी

અવયવ ફીકા, સુકા, તેથી સ્વભૂષણ શોભતાં,
કુસુમિત લતા જેવી, બાલા, સુકાતી સ્વચિત્તમાં;
રમણીય, વરારોહા ધારે, ખુશી સ્વવિવાહની;
દિસતી અતિશે ખુલ્લી, ગાઢી વ્યથા મનસિજની. ૭[1]
શું હાથણી પણ બેસારી ! !

**માધ**:—(આનન્દ પામતો) વાહવા, હાથણીપરથી ઉતરીને, ભગવતી અને લવંગિકાની સાથે એ આ તરફજ આવે છે.

(પછી કામન્દકી માલતી, અને લવંગિકા પ્રવેશ કરે છે.)

**काम**:—(એકાન્તે, હર્ષથી)

## शिखरिणी.

વિવાહાર્થે વિઘ્નો, સરવ હણજો હે વિધિ ! તમે,
કરો દેવો ! અન્ત પ્રકટ બહુ સારો સહુ તમે,
કૃતાર્થી હું થાઉં પ્રિયસુહૃદનાં બાલ પરણ્યે,
ફળી આ સૌ યત્નો. હિતકર હજો તે સરવને ૮[2]

---

૧ બીજી લીટીમાં, લતા—ઉપમાન; માલતી—ઉપમેય; સ્વચિત્તમાં સુકાતી, અને કુસુમિત,—સાધારણ ધર્મ; જેવી—વાચક; આટલાં વડે કરીને પૂર્ણોપમા બતાવી છે. મનસિજ=મનસિ (મનમાં) જ (ઉત્પન્ન થયેલો)=કામદેવ, સ્મર. વરારોહા=વર (સારા, શ્રેષ્ઠ) છે આરોહ (નિતંબ) જેના, એવી.

૨ અન્ત=પરણ્યા પછીનો; આ લગ્નનો પરિણામ સારો થજો. યત્નો ફળજો, અર્થાત્ વિવાહ થજો, અને હિતકર થજો. અર્થાત્ વિવાહનો અન્ત સારો થજો.

**માલઃ**—(મનમાં) મરણ રૂપી મોક્ષ પામવાનો અવસર હવે મને શા ઉપાયથી મળે ? દુઃખીજનોને વ્હાલું છું, એમ જાણીને મરણ પણ તેમને અતિ દુર્લભ થઈ પડે છે.

**લવઃ**—(મનમાં) આવા અનુકૂલ[1] કપટથી પ્રિયસખી ઘણી મુઝાઈ ગઈ છે. (હાથમા પેટી લઈને પ્રતીહારી પ્રવેશ કરે છે.)

**પ્રતીઃ**—અમાત્યે કહાવ્યું છે કે રાજાએ મોકલેલાં આ મંગલવસ્ત્રા-ભૂષણ માલતીને, દેવીની સમક્ષજ પેહેરાવજો.

**કામઃ**—ઠીક. દેવીનું મંદિર યોગ્ય માંગલિક ઠામ છે; માટે લાવ, જોઉં એ વસ્ત્રાભૂષણ.

**પ્રતીઃ**—આ ધોળા વસ્ત્રની ચોળી, આ રાતી સાડી, ને આ સર્વ અંગે ધારણ કરવાનાં આભૂષણ. આ મોતીના હાર, આ ચંદન, અને આ ફુલની દામણી પણ લો.

**કામઃ**—(એકાન્તે મનમાં) વત્સ મકરન્દને જોઈને મદયન્તિકા[2] પણ ઠીક રાજી થશે. (પ્રકાશ) જા અમાત્યને કેહે કે, ઠીક છે.

**પ્રતીઃ**—વારૂં. (એમ કહીને જાય છે.)

**કામઃ**—લવંગિકા ! તું પુત્રી માલતીની સાથે મંદિરમાં જા.

**લવઃ**—ત્યારે ભગવતિ ! તમે ક્યાં જાઓ છો ?

**કામઃ**—હું બહાર બેઠી બેઠી આભૂષણનાં રત્નની શાસ્ત્રાનુસાર તુલના કરૂં છું. (એમ કહી જાય છે.)

**માલઃ**—(મનમાં) માત્ર લવંગિકાજ મારી સાથે રહી જણાય છે.

**લવઃ**—આપણે હવે મંદિરના બારણામાં પેઠાં, ( એમ કહી પ્ર-વેશ કરે છે.)

**મકઃ**—વયસ્ય ! આમ આવ, આ થાંભલા પાછળ સંતાઇ પેશીએ. (તેમ કરે છે.)

---

૧ માલતી એમ જાણતી હતી કે, હું નન્દનનેજ હવે પરણીશ અને તે માટે મને અહીં પૂજા કરવા મોકલી છે. પણ આ પૂજા કરવાનું કાર્ય કપટ હતું કેમકે અંતે લગ્ન તો, આ કપટમાંથીજ, માધવ સાથે થનાર હતું આટલા સારૂં કપટને "અનુકૂલ" કહ્યું છે. માલતી આ કપટ ન જાણવાથી મુઝાય છે.

૨ કેમકે મકરન્દ માલતીનો વેશ પેહેરીને નન્દનને પરણવા જનાર છે.

**लव.**—સખિ ! આ ચંદન તથા આ પુલના હાર લે.

**माल.**—લઇને શું કરૂં ?

**लव.**—તારા પાણિગ્રહણના કલ્યાણાર્થે, દેવીની પૂજા કરવા સારૂં તારી માતાએ તને અહીં મોકલી છે.

**माल.**—ક્રૂર દૈવની દુષ્ટ ચેષ્ટાના દુઃખથી બળતા, મારા અભાગણીના મનમાં, નિરાશાની દુઃસહ વેદનારૂપી ઘી તું શા માટે હોમે છે?

**लव.**—એનો શો અર્થ, માલતિ !

**माल.**—દુર્લભપ્રીતિના મનોરથને પ્રતિકૂલભાગ્યવાળી હું જે કેહેવા જાઉં છું તેજ.

**मक.**—સખા ! સાંભળ.

**माघ.**—સાંભળું છું, પણ મારા હૃદયમાં અસંતોષ થતો જાય છે.

**माल.**—( લવંગિકાની કોટે બાઝીને ) મારી ધર્મની બેહેન ! પ્રિય-સખિ લવંગિકા ! મોતની અણીપર આવેલી આ તારી અનાથ, પ્રિયસખી, એના જન્મકાલથી આજપર્યંત તેં કરેલા નિરંતર ઉપકારથી ઉત્પન્ન થયેલા વિશ્વાસને યોગ્ય આલિંગન દેઇને, તારી પાસે માગી લે છે કે, જો તું મારૂં કહ્યું કરવા ઇચ્છતી હોય તો, તારા હૃદયમાં મને ધારણ કરી,[1] સર્વ સૌભાગ્યની લક્ષ્મીનું એકજ માંગલિક દામ,–શ્રીમાધવનું મુખારવિંદ–આનન્દભેર નિહાળજે.

**माघ.**—વયસ્ય મકરન્દ ! મેં પણ

**वसंततिलका.**

> સુકાયલા જીવરૂપી ફુલને ખીલાવે,
> તૃપ્તિ કરે, રગ રગે ખુશી ઉપજાવે,
> આનન્દકારી, મનમાટ રસાયણો એ,
> સદ્ભાગ્યથી, વચનઅમૃત સાંભળ્યાં છે.　　　　૯[2]

---

૧ લવંગિકા પોતાના હૃદયમાં માલતીને ધારણ કરીને, માધવને જુએ તો માલતીને પણ માધવનું દર્શન થાય.

૨ અમૃતના તથા વચનના સાધારણ ધર્મ ઉપરની ત્રણ લીટીમાં છે. મનમાટ વ૦–જેમ અમૃતથી કરીને જરાઆદિકનો નાશ થાય છે તેમ આ

**माल.**—મારા મરણની વાત સાંભળીને થતા દુઃખથી એ મને જીવાડનારના શરીરને કંઇ પણ ઇજા ન થાય તેમ, તથા મને પરલોકમાં ગયેલી જાણીને સંસારના સુખનો કાલાન્તરે પણ દ્વેષ કરીને માત્ર મારીજ કથાવાર્તામાં તે પોતાનો જન્મારો ગાળે નહિં તેવી, તું યોજના કરજે. આ પ્રમાણે, પ્યારી બ્હેન! તારી કૃપાથી હું કૃતાર્થ થઇશ.

**मक.**—અરેરે, બીચારી ઘણી શોકાતુર ગઇ થઇ છે!

**माधः**— **वसंततिलका.**

આશા તજી ગરીબડી હરિણાક્ષી કેરૂં
ઝાઝું મનોહર, વળી કરૂણાભરેલું,
વાત્સલ્યમોહથી થતું રડવું સુણીને,
ચિંતાથી ખિન્ન મન ઉત્સવથી ખુશી છે. ૧૦[1]

**लव.**—ખમા તને બે'ન ખમા. હવે હું એવું વધારે સાંભળનારી નથી.

**माल.**—સખિ! તને માલતીનો જીવ વ્હાલો છે, પણ માલતી નથી.[2]

**लव.**—એમ શા માટે બોલે છે?

**माल.**—(પોતાના તરફ હાથ કરીને) આશાભરેલાં વચનની યુક્તિઓ કરી કરીને મને જીવતી રાખી આવા વિકટ પરિણામે પોચાડી માટેજ. હવે મારો મનોરથ, પરકીયતાને લીધે અપરાધી[3]

---

હૃદય પણ નવીનજ—આનન્દથી—બને છે. અલંકાર રૂપક છે, જ્યાં ઉપમાન અને ઉપમેય વચ્ચે અભેદ સિદ્ધ કર્યો હોય ત્યાં રૂપક. (મમ્મટ). અહીંયાં વચન તેજ અમૃત છે એમ "વચન અમૃત" એ સમાસ ઉપરથી ખુલું દેખાય છે.

૧ વાત્સલ્ય મોહથી વ૦—વાત્સલ્ય (માધવને સારૂ, પ્રેમ) થી થતા મોહને (મૂર્છાને) લીધે થતું રૂદન સાંભળીને, મન, ચિંતાથી ખિન્ન, અને આનન્દોત્સવથી ખુશી, છે. અહીંયાં હેતુફળભાવ છે; કેમકે નિરાશાથી વાત્સલ્ય, તેથી મોહ, ને તેથી રૂદન, ને તેથી મનની ક્ષીણતા. તેમજ હરિણાક્ષીએ, હું ન મળવાથી, કરેલું શોભિતું રૂદન મને ઉત્સવતુલ્ય આનંદ કર્તા છે.

૨ તું એમ ઇચ્છુ છું કે માલતી જીવે તો સારૂ, પણ એમ નથી ચહાતી કે માલતી આબરૂભેર અને સુખચેનમાં જીવે તો સારૂ.

૩ હું મારાં માબાપના તાબામાં છું. (પરકીય=પારકી છું). હું મારી જાતની ધણી નથી, તેથી હું નન્દનને પરણવાથી માધવની અપરાધી છું.

થયેલા આ મારા આત્માને તજવાનો છે. તેથી પ્રિયસખિ! તું આ મારા મનોરથની વચમાં પડીશ નહિ (એમકહી પગે પડે છે.)

**માધ**.—હવે સ્નેહની ખરેખર સીમા વળી ગઇ.

(લવંગિકા માધવને અણસારો કરે છે.)

**મક**.—મિત્ર! આગળ જઇને લવંગિકાને બદલે ઉભો રેહે.

**માધ**.—મારા અંતઃકરણના ગભરાટને લીધે મારૂં શરીર મારેવશ નથી.

**મક**.—પાસે આવતા અભ્યુદયની એજ પ્રકૃતિ છે.

(માધવ એકદમ લવંગિકાની જગોએ ઉભો રેહેછે.)

**માલ**.—સખિ! હા કેહેવાની કૃપા કર.

**માધ**.— ગીતિ.

તજ મરવાની ત્વરા તું, સાહસ કરવું ભિરૂ? નહિં ધાર,
વિરસ,વિરહદુઃખ, મારૂં ચિત ખમશે નહિં લગારપણ વાર.૧૧[1]

**માલ**—નાના સખિ! માલતીના પ્રણામને તો પાછા ઠેલવા નજ ઘટે.

**માધ**.—(હરખાતો) अनुष्टुप्

મરીને દુઃખ દેનારી! કહું શું વધતું તને?
કર કામ વરારોહા! ભેટી લે પ્રથમે મને. ૧૨[2]

**માલ**.—(હરખાતી) વાહ, મારા ઉપર કૃપા કરી ખરી (ઉભીથઇને) આ આલિંગન દેઉં છું, પણ આંસુના ઉભરા આગળ પ્રિયસખીનું દર્શન થતું નથી.(આલિંગન કરીને આનંદ પામતી) સખિ! કમલના જેવી ઉભી રૂંવાટીવાળું તારૂં શરીર આજે મને કંઇક જુદુજ લાગે છે; અને તેને આલિંગન દીધાથી મને તૃપ્તિ થાયછે. (રોતી) વળી બે હાથ જોડીને નમન કરતી તું, મારે

---

૧ આંસુભરી આંખે માલતી ઓળખતી નથી કે આ બોલનાર તે એની સખી છે, કે માધવ છે; આ શ્લોકનો અર્થ તો બન્નેએ બોલી શકે તેવોજ છે.

૨ લવંગિકાપક્ષે–કામ–તારૂં મરણરૂપી કામ, કર. માધવ પક્ષે,–કામ–કામવ્યાપાર, રતિરમતયોગ્ય ચેષ્ટા, કર.

માટે એમને કેહેજે કે, વિકાસેલા શ્વેત કમલના જેવા શોભિતા, મુખચંદ્રમંડલનું નીરાંતે પૂર્ણ દર્શન કરીને મેં અભાગણીએ મારી આંખોને ટાઢી કરાઈ નથી. નિરંતર વૃદ્ધિ પામતા અનિવાર્ય દુઃખની વેદનાથી ધૈર્યધ્વંસે ચપલ થયેલા હૃદયની વ્યર્થ મનોરથોથી આશ્વાસના કરી ! વારંવાર, દુઃસહ વેદનાથી સખીજનને પીડાકારી શરીરસંતાપનું જેમ તેમ નિર્ગમન કર્યું ! ચંદ્રની જ્યોત્સ્ના તથા મલયાચલના પવન ઈત્યાદિ સંતાપકારક પદાર્થો પણ જ્યાં ત્યાં કરીને વેઠયા ! ! પણ અંતે નિરાશ થઈ ગઈ છું ' ! પ્રિયસખિ ! તું પણ મને સર્વદા સંભારજે. વળી, શ્રી માધવે પોતાને હાથે ગુંથેલી આ બોરસળીની મનોહર માલાને માલતી જેવીજ માનીને સદાય તારી છાતી ઉપર રાખજે. (પોતાના ગળામાંથી ઉતારીને માધવના ગળામાં માલા પેહેરાવતાં, ગભરાઇને પાછી હઠી ભયભીત થાય છે)

**माघ**.—(એકાન્તે) અહો !

**वसंततिलका.**

કર્પૂર, ચંદન, વળી શશિકાન્તધારા,
શેવાલ, પંકજ-સુદંડ, હિમાદિ સારાં;
ભેગાં કરી, ઘુંટી, શકે ભરિયાં ત્વચામાં,
નિર્ભિન્ન, પીન, કુચની કલિઓથી, એણે. ૧૩[1]

**माल**.—(મનમાં) વાહરે ! લવંગિકાએ તો માલતીને છેતરી ! !

**माघ**.—રે પોતાના ચિત્તની વેદનાનાં રોદણાં રડવામાં પારકાના દુઃખને ન લેખનારી ' તને એવો ઠપકો દઉં છું કે,

**वसंततिलका.**

વેઠયો, બળે શરીર તે રૂપો તાવ ભારે,–
કલ્પિતસંગમ વિનોદ કરે લગારે,—

---

૧ નિર્ભિન્ન=એક એકનાથી જરાપણ ભિન્ન નહિં; સજ્જડ. પીન=જાડા. માલતીએ આલિંગન કર્યું તેનું સુખ આ બધાં શીતલ દ્રવ્ય ત્વચામાં ભર્યાં હોય તેવું છે. આથી કરીને મારો કામનો તાપ શાન્ત થયો એમ માધવ સુચવે છે.

તારી પ્રીતિ ગણી જીવ ધીરધારે,—
એવા દિનો અનુભવ્યા નથી શું ઘણા મેં ? ૧૪

**लव**:—સખિ ! આવો ઠપકો તને યોગ્યજ છે.

**कल**:—વાહ શો સરસ અને રમણીય યુક્તિ ! !

**मक**:—મહાભાગે !

## वसंततिलका.

તું પ્રેમલીન થયલી ગણી, કષ્ટ વેઠી,
એ આટલા દિવસ જીવ શક્યો નિભાવી;
પ્રેમપ્રસાદી–કર કાકણુયુક્ત ઝાલી,
ઇચ્છા ફળો પ્રિયની, ખુશીની શે' દિવાળી. ૧૫[२]

**लव**:—મહારાજ ! જેના હૃદમાં પણ પોતાને મનગમતા વરસાથે પરણવાના સાહસની બ્હીક નથી, તે શું કાંકણુદોરાની વાટ જોશે ?

**माल**.—અરેરે, મારૂં આવી બન્યું. કુલિન કન્યાના ધર્મને વિરૂદ્ધ વાત આણે તો કરી.

**काम**:—(પ્રવેશ કરીને)–રે બીહીકણ પુત્રિ ! આ શું ?

(માલતી કાંપતી કાંપતી કામન્દકીને ભેટી પડે છે.)

**काम**:—(માલતીની હડપચી ઉચી કરતી, )

## शिखरणी

થઇ ચક્ષુપ્રીતિ, પરવશ થયું ચિત્ત વળતી,
પછી એના, તારા, શરીર મહીં ગ્લાનિ પ્રસરતી,

---

૧ કલ્પિતસંગમ–મનમાં, કલ્પનામાં, નિર્માણ કરેલો તારો સમાગમ. પોતાની પ્રીતિ પ્રકાશ કરવા સારૂ માધવ આ પ્રમાણે બોલે છે. મહાજ્વરથી થતા દેહદાહવડે ઉદ્વેગ, ને સંકલ્પમાં સંગમ થવાથી ઉન્માદ, સુચવ્યો છે. સંકલ્પમાં પણ તારો જ સમાગમ થતો એમ કહીને અન્ય સ્ત્રીની પ્રીતિનો દ્વેષ બતાવ્યો છે.

૨ પ્રેમ પ્રસાદી વ૦–પ્રેમની પ્રસાદીરૂપી આ હાથ. કાંકણુયુક્ત–પરણવાને સારૂં કાંકણુદોરા બાંધેલો, (હાથ).

રહ્યો તે પ્રેમી આ, તજ સુવદને ! સર્વ જડતા,
ફળે ચાતુરી છો વિધિની, વળી હેતુ મદનના. ૧૯[1]

**लव**:—ભગવતિ ! એ તો કૃષ્ણચતુર્દશીની રાત્રિયે શ્મશાનમાં વિકટ કાર્યની સાધના સારૂ ફરતાં ફરતાં ક્રૂર પાખંડિઓના દુષ્ટ હાથના સાહસનું ઉચ્છેદન કરનાર સાહસિક છે. તેથી એમને જોઈ ને પ્રિયસખી કાંપી.

**मक**:—(મનમાં) ધન્ય છે લવંગિકા ! કે વિદગ્ધ વાણીથી પ્રીતિ અને ઉપકાર બન્નેનું યોગ્ય સ્મરણ કરાવ્યું. [2]

**माल**:—હે તાત ! હે માતા !

**काम**;—વત્સ !

**माध**;—શી આજ્ઞા છે ?

**काम**:—સર્વ સામંતોના મુકુટમાંથી લટકતા ફુલના તોરાના પરાગથી રંગાયલી ચરણાંગુલીવાળા અમાત્ય ભૂરિવસુનું એકજ અપત્યરત્ન આ માલતી, અન્યોન્ય યોગ્ય ગુણવાળાનો મેળાપ કરાવવામાં રસિક ભગવાન્ વિધાતા, મન્મથ, અને હું ત્રણે તને પરણાવીએ છીએ.

(એમ કહી અશ્રુપાત કરે છે.)

**मक**:—ત્યારે હવે ભગવતીના ચરણ સેવ્યાની પ્રસાદી મળી.

---

૧ એના અને તારા બન્નેના શરીરમાં (પ્રથમ ચક્ષુપ્રીતિને લીધે મનની પરવશતા થયા પછી) ગ્લાનિ (એને તારે માટે, અને તને એને માટે) પસરવા લાગી જડતા=સ્તબ્ધતા, એવી કે જેમાં કંઈ કાર્ય કરવાનું ભાન રહેતું નથી- આ જડતા તું તજ, અને પરણવાનું ભાન આણ; ને તેમ થવાથી વિધાતાની ચતુરાઈ (આવા યોગ્ય અને અન્યોન્યને અનુકૂલ ગુણવાળાંને ઘડવાની) અને મદનના હેતુ (તમજેવાંનાજ સંયોગ કરવાના) બન્ને સફલ થાઓ.

૨ મતલબ કે લવંગિકાના ઉપરના વાક્યથી, માધવની માલતીપર પ્રીતિ કેટલી હતી તે જણાય છે. આ પ્રીતિને લીધેજ એ શ્મશાનમાં બલિદાન આપવા ફરતો હતો એમ સુચવ્યું. બીજું એમ જણાય છે કે અઘોરઘંટ પાસેથી તને ઉગારવાનો ઉપકાર પણ એણેજ કર્યો છે તેથી તું ઉપકૃત છે. આ બન્ને હેતુથી તું માધવને પરણ એવો તાત્પર્યાર્થ છે.

**माघ**.—ભગવતિ ! ગળગળાં કેમ થઇ ગયાં ?

**काम**—( વસ્રના અંચલથી આંખો લોહીને ) ભાગ્યશાલિ ! મારે તને વિજ્ઞાપના કરવાની કે—

**माध**.—વિજ્ઞાપના શું, આજ્ઞા કરો.

**काम**.— **मालिनी.**

પ્રીતિ તુજ સરખાની વાધતાં મીઠી થાય,
તુજ મનમહીં મારૂં માન ઝાઝું ગણાય;
સુવદનો પર તેથી, મુજ પાસેથી જેને
નવ, પરિચયપ્રીતિ, તું ઘટાડે જરીએ. ૧૭

( એમ કહી નમન કરવા જાય છે. )

**माघ**.—( વારતો ) અહો ! ઝાઝા પ્રેમને લીધે આ પ્રસંગ તો વળી સર્વ સભ્યતાના નિયમનું પણ ઉલ્લંઘન કરી જાય છે!!

**मक**—ભગવતિ ! **वसन्ततिलका.**

છે એ કુલિન, નયનોત્સવકારી એ છે,
પ્રીતિ અગાધ ભરી છે, ઉજળી ગુણે છે,
એકેક કામણ કરે વશ, આવું મોટું,
છે એ તમારી, વધતું વળતી વદું શું ? ૧૮

**काम**.—વત્સ !

**माघ**.—શી આજ્ઞા છે ?

**काम**.—પુત્રિ !

**माल**.—આજ્ઞા કરો ભગવતિ !

**काम**.— **मालिनी.**

પ્યારી વસ્તુ, મિત્ર, બંધુ, બધાંએ,
સર્વે ઇચ્છા, ગર્થ, ને જીવ સર્વે
આને ભર્તા, આ ધણીને ગણી છે,
એવું નિત્યે જાણજો બાલ બન્ને. ૧૯

**मक.**—હવે શું કરવાનું રહ્યું ?

**लव.**—જે ભગવતી બતાવે તે.

**काम**—વત્સ મકરન્દ! માલતીને વિવાહના મંગલકાર્યમાં પેહેરવાનાં આ વસ્ત્રાભૂષણ પેહેરીને તું પરણવા સારૂં જા. ( એમ કહી પેટી આપે છે. )

**मक.**—જેવી આજ્ઞા, ભગવતીની. આ પડદાની પાછળ જઈને વસ્ત્રાભૂષણ ધારણ કરી આવું. ( પડદામાં જાય છે. )

**माघ.**—ભગવતિ ! હજારજાતના અકસ્માત્ વિપત્તિના ફાંદામાં ફસાઈ પડાય એવું આ અતિદુષ્કર કાર્ય પ્રિયમિત્રે માથે લીધું છે.

**काम.**—ત્હારે એની ફીકર કરવાની શી જરૂર છે ?

**माघ**—સત્ય છે. એની ફીકર તમનેજ છે.

**मक.**—(પ્રવેશ કરીને)–(હસતો) મિત્ર! જો હું માલતી બન્યો છું.

**माघ.**—(મકરન્દને ભેટીને, હસતો) ભગવતિ ! નંદને મહાપુણ્ય કરેલાં કે આવી પ્રિયાને ભોગવશે.

**काम.**—વત્સ માધવ અને પુત્રિ માલતિ ! તમારા વિવાહના મંગલ કાર્યને સારૂં, અહીંયાંથી નીકળી આ વૃક્ષની કુંજમાં થઈને અમારી વિહારિકાની[1] પાછળના બાગને રસ્તે તમે જાઓ. ત્યાં વિવાહની સામગ્રી અવલોકિતાએ તૈયાર કરી છે. વળી

### शार्दूलविक्रीडित.

કામી–કેરલનારી–ગંડ સરખાં પીળાં થયાં પાંદડાં,
તાંબુલી તણી એવી વેલથકી સૌ સોપારી નીચાં નમ્યાં;
કંકોલીફલ ખાઈ, મુગ્ધ વિકિરો વાણી રૂડી ઉચરે;
એવી રૂચકવૃક્ષપૂર્ણ ભૂમિમાં કામક્રીડા વાધશે. ૨૦[2]

---

૧ વિહારિકા અથવા વિહાર એ બૌદ્ધમતના પરિવ્રાજકોના મઠનું નામછે.

૨ કેરલનારી-ગંડ–કેરલ દેશની સ્ત્રીઓ ઘણી ગોરી હોય છે; આવી સ્ત્રી ને તે વળી કામપીડિત એટલે એના ગાલ વધારે પીળાશ મારતા થયેલા. સોપારી =સોપારીનાં ફલવાળાં, સોપારીનાં વૃક્ષ. કંકોલી અને રૂચક એ વૃક્ષનાં નામ છે. વિકિર પક્ષીનું નામ છે. આ શ્લોકમાં એમ સુચવ્યું છે કે આવા વનવિહારાદિક કામક્રીડાનાં ઉદ્દીપન હોવાથી તમે કામવ્યાપાર અને ગંમત સારી પેઠે અનુભવશો.

ત્યાં જઈને મકરન્દ અને મદયન્તિકાની વાટ જોજો.

**माध**—(હરખાતો) એક સુખની પાછળ બીજું સુખ ચાલ્યુંજ આવે એવી સંપત્તિજ સર્વોત્કૃષ્ટછે.

**कल:**—સદ્‌ભાગ્યે એમ થાય તો સારૂં

**मक:**—એ વાતમાં હવે શો સંશય છે?

**लव:**—પ્રિયસખિ! સાંભળ્યું?

**काम:**—વત્સ મકરન્દ! પુત્રિ લવંગિકા! ચાલો હવે જઈએ.

**माल:**—સખિ! તું પણ જાયછેજ કે?

**लव:**—(હસતી) અમે જતાં તો કોઇએ નથી, પણ ઉલટાં પાછળ રહી જઈએ છીએ.[1]

(એમ કહી કામન્દકી લવંગિકા તથા મકરન્દ જાય છે.)

**माध:**—હવે હું **वसंततिलका.**

છાયો બધે પુલકથી મૃદુ બાહુદંડ,
છે અંગુલીદલ ભીનાં, દિપતો અખંડ,
એવો ગૃહું કર, કરે, સ્મરગ્રીષ્મદગ્ધ.
હાથી ગૃહે સરસીનું જ્યમ રકતપદ્મ. ૨૧[2]

(એમ કહી જાય છે.)

**इति मालत्युपहारो नाम षष्ठो ऽङ्कः समाप्तः**

---

૧ અર્થાત્ તું તારા વલ્લભની સાથે હવે તો અમને–તારી વ્હાલી સખી વગેરેને–પણ મુકીને ચાલી એટલે ખરેખરૂં જોતાં તો અમેજ પાછળ પડયાં.

૨ બાહુદંડ=બાહુ તેજ દંડ–દાંડો. અંગુલી દલ–આંગળીરૂપી દલ–પત્ર. સરસી=નાનું સરોવર. અહીંયાં હાથને કમલની ઉપમા આપી છે. બાહુ તેજ જેનો દંડ છે, આંગળીયો પાંદડાં છે, ને હાથપરનાં રોમાંચ તે કાંટાને ઠેકાણે છે–એવા કમલ જેવા હાથને હું ઝાલું. હાથી=જ્યમ ઉનાળાના તાપથી બળેલો આય ત્યારે સરોવરમાં પડીને કમલ વગેરે તાણે છે તેમ હું–સ્મરરૂપી ગ્રીષ્મના તાપથી બળેલો–એના કરરૂપી કમળને કરે–હાથે–ઝાલીશ; જેમ હાથી કરે–સુંઢવડે –કમલાદિક ઝાલે છે તેમ.

# मालतीमाधव.

## सप्तमोऽङ्कः

( બુદ્ધરક્ષિતા પ્રવેશ કરે છે. )

**बुद्ध**ઃ—વાહવા ! ! માલતીના વેષથી છેતરાઇ ગયેલા નન્દને પાણિ-ગૃહણ કર્યા પછીથી ભગવતીનાં વચનની યુક્તિયોવડે, અમાત્ય ભૂરિવસુના મંદિરમાં મકરન્દ કુશલક્ષેમ સંતાઇ રહ્યા છે, હું પણ નન્દનના ઘરમાં આવી છું; ને ભગવતી નન્દનની આજ્ઞા લઇને ઘેર ગયાં છે. નવી વહુને ઘેર લાવવાના પ્રસંગે કરેલા આ અકાલ કૌમુદીમહોત્સવના[1] કાર્યમાં બધા સેવકજનો ગુંથાયલા છે, તેથી આ પ્રદોષ સમયજ આપણા કાર્યને ઠીક અનુકૂલ આવશે. વળી, વૃદ્ધિ પામતા કામથી પીડાઈને બહુ બહુ રીતે પગે પડીને પણ કામિનીની કામક્રીડાર્થ પ્રાર્થના કર્યા પછીથી, બલાત્કાર કરવા જતા નન્દનને મકરન્દે ગેબી માર માર્યો; ને તેથીજ, ઘણો ચીડાઇને ઘુસ્સે થઇ જઇ, ગર્વથી આંખની ભમર ચઢાવીને "તારા જેવી વેશ્યાનું મારે કંઇ પ્રયોજન નથી" એવી, વધી જતા ગભરાટથી ભાગે-તુટે અક્ષરે સોગનપૂર્વક પ્રતિજ્ઞા લઇને, તે, શયનગૃહની બાહાર જતો રહ્યો છે. એટલે આ બ્હાને મદયન્તિકાને લાવીને મકરન્દ સાથે મેલાપ કરાવું. (એમ કહી જાય છે.)

॥ इति प्रवेशकः ॥

---

૧ કાર્તિકી પુનેમે ચન્દ્રમંડલની પૂજા કરવા તે કૌમુદી વ્રત કેહેવાય છે. આ પ્રસંગે ગ્રીષ્મઋતુમાં માલતીને આણવાની હતી, એટલે દીવાળતીની જે કૌમુદી મચાવી હતી તેને આ ઠામે અકાલ-કૌમુદી-મહોત્સવ કહ્યો છે.

( માલતીનો વેશ ધારણ કરીને શૈય્યામાં સુતેલો મકરન્દ, તથા લવંગિકા પ્રવેશ કરેછે.)

**મક.**—લવંગિકે! ભગવતીએ બુદ્ધરક્ષિતાને સોંપેલું કાર્ય સિદ્ધ થશે!

**લવ.**—એમાં શો સંદેહ છે? વળી, આ નૂપુરનો અવાજ સંભળાય છે તે ઉપરથી ધારૂં છું કે, આ બ્હાને બુદ્ધરક્ષિતા મદયન્તિકાને લેઇને આવે છે; તેથી આ છેડાવતે મોં ઢાંકીને ઊંઘતા હો એમ સુઇ રહો. (મકરન્દ તેમ કરે છે) (મદયન્તિકા તથા બુદ્ધરક્ષિતા પ્રવેશ કરે છે.)

**મદ.**—સખિ! માલતીએ મારા ભાઇને ખેરેખાત એમ છડયો!

**બુદ્ધ.**—હા.

**મદ.**—એ બહુ ખોટું કેહેવાય. આવ ત્યારે હઠીલી માલતીને ઠપકો દેઇએ. (પરિક્રમણ કરે છે.)

**બુદ્ધ.**—આ શયનગૃહમાં ચાલ. (પ્રવેશ કરે છે.)

**મદ.**—સખિ લવંગિકા! તારી પ્રિયસખિ ઉંઘે છે કે શું?

**લવ.**—ખશ, એને જગાડીશ નહિ. એ બીચારી અત્યારસુધી પરિતાપ કરતી કરતી, હવણાંજ જરા ક્રોધ શમાવીને સુઇ ગઇ છે. તેથી આવ, હળવે રહીને આ પાંગથ ઉપર બેશ.

**મદ.**—(બેશીને) સખિ! શું એ હઠીલી પરિતાપ કરે છે?

**લવ.**—નવોઢાનું મન હરી લેવાના ઉપાય જાણનારા, રૂપાળા, ચતુર, તથા મીઠી જીભવાળા, પ્રેમી, અને શાન્તસ્વભાવના, તારા ભાઇને પરણીને કેમ એ પરિતાપ ન કરે?

**મદ.**—બુદ્ધરક્ષિતા! જોયું કે? આતો વળી આપણને ઉલટીજ બાઝે છે.

**બુદ્ધ.**—ઉલટી ને સુલટી બેય.[1]

**મદ.**—કેમ વારૂં?

---

[1] બુદ્ધરક્ષિતા કહે છે કે, લવંગિકા ઉલંટુ ને સુલટું બેય બોલે છે. આ વાત નિચેના પોતાના સંભાષણમાં સિદ્ધ કરી છે. માલતીને ઉપર ઉપરથી ઠપકો દીધો છે ખરો, પણ એના દોષ લજ્જામાત્રનોજ બતાવીને એને નિર્દોષ બનાવી છે.

**बुद्ध**—પગે પડયા પછીથી પણ તારા ભાઈનો સત્કાર ન કરી શકાયો એવી એની લજ્જાને સારૂં એને દોષ દેવો ઘટે છે. અને, નવોઢા સ્ત્રીઓને વિરૂદ્ધ બલાત્કાર નિષ્ફલ થવાથી ગભરાઈ જઈને, પોતાની સુશીલતા કોરે મુકી, તારા ભાઈએ જે અયોગ્ય વચન કહ્યાં તેને માટે તને ઠપકો ઘટે છે. વળી, "સ્ત્રીઓ ફુલ જેવી કોમલ સ્વભાવની છે, માટે તેમને ધીમેધીમે મનાવવી ઘટેછે; કેમકે જેના ઉપર પોતાનો વિશ્વાસ બેઠેલો નથી એવા પુરૂષો જ્યારે તેમના ઉપર બલાત્કાર કરે છે ત્યારે, તે રતિરમતથી કંટાળી જાય છે" એવું કામક્રીડાના નિયમબાંધનારનું પણ કહેવું છે.

**लव**—(રડતી) ઘેરેઘેર પુરૂષો અને કુલિન કન્યાઓ પરણે છે, પણ લજ્જાથી પરાધીન, નિરપરાધી, ગરીબ સ્વભાવની, તથા કુલિન મુગ્ધાઓને, 'હું એનો ધણી છું' એમ માનીને, કોઈએ વચનરૂપી અગ્નિથી બ ળતું તો નથી. આવાજ જે કાંટા હૃદયમાં રોપાય છે તે મરણપર્યંત સાલે છે; આવાજ અપમાનને લીધે કન્યાઓને પતિને ઘેર રહેવાની અરૂચી ઉત્પન્ન થાય છે; આટલા સારૂંજ છોકરીના જન્મને બંધુજનો ધિક્કારે છે.

**मद**—બુદ્ધરક્ષિતા ! પ્રિયસખી લવંગિકાને બહુ ખોટું લાગ્યું દીસે છે. મારા ભાઈએ કંઇ ભારે અપમાન કર્યું હશેજ.

**बुद्ध**—હશેજ તો. અમે તો એમ સાંભળ્યું છે કે "મારે તારા જેવી વેશ્યાનું કંઇ પ્રયોજન નથી" એવું એમણે કહ્યું.

**मद**—(કાને હાથ દેતી)અપમાનજ ! ખરેખરો પ્રમાદ ! સખિ લવંગિકા ! મારે તને મોં પણ બતાવવું ન જોઈએ, તોયે આ બાબતમાં મારે બોલવાનો હક છે એવું જાણીને કંઇક કેહેવા ઇચ્છું છું.

**लव**—અમે તારાં તાબેદારજ છીએ.

**मद**—મારા ભાઈની આડાઇ તથા અસભ્યતા તો એક બાજુએ રહી, પણ જેવો હોય તેવો એ એનો ધણી છે એમ જાણીને તમારે એનું મન રાખવું હતું. વળી, આવા અસભ્યવચનરૂપી મેહેણાનું મૂળ તો તમે જાણતાંજ નથી.

**લવ.**—ચોખા શબ્દોવડે કહેલી વાત તે શા સારૂં ન જાણીએ[1]?
**મદ.**—મહાભાગ્યશાલી માધવની સાથે માલતીને પ્રીતિ છે એવી વાત બધે પસરી ગયેલી છે; ને તેજ વાતને લીધે આજનો વૃત્તાંત બનેલો છે. તેથી પ્રિયસખિ! એના પતિના સાંમાવાળાની પ્રીતિ એના અંતઃકરણમાંથી સાફ ધોવાઇ જાય તેમ કરજે, નહિ તો બહુ ખોટું થશે. આવા કઠણ હૈયાની ક્રૂર કન્યાઓ આવા દુરાચરણને લીધે પુરૂષનાં હૃદયને સંતાપે છે. વળી, મદયન્તિકાએ આ બધું કહ્યું છે એવું એને કહીશ મા.
**લવ.**—અરે ! લોકોની પાયાવિનાની ગપોઉપર વિશ્વાસ રાખનારી અસાવધ સખિ! તારી સાથે હું વધારે વાતચીત કરવા ચાહતી નથી.
**મદ.**—સખિ ! ક્ષમા કર. અથવા તને શું કરવાને ગોળગોળ કહું ? સાંભળ માલતીને મન બધો સંસાર માધવમયજ છે, એમ આપણે બધાં જાણીએ છીએ. જુના કેતકવૃક્ષના ગર્ભ જેવા સુંદર અવયવની દુર્બલતાને લીધે અધિક રમણીય, તથા માધવે હાથે ગુંથેલી બોરસળીની માલાનેજ ગળે બાંધી મુકવાથી જીવતું રહેલું, માલતીનું શરીર; તેમજ પ્રભાતે ઝાંખા થયેલા ચન્દ્રબિંબ જેવાં ફીકાં તથા સુકાઇ જતાં જતાં પણ રમણીય દીસતાં, માધવનાં અંગો કોણે દીઠાં નથી ? વળી કુસુમાકરોદ્યાનની પાસેના માર્ગમાં જ્યારે એમનો મેળાપ થયો ત્યારે, એકાએક ઉઘડીને પ્હોળાં થયેલાં નયનકમલના વિલાસને લીધે મન્દમન્દ હાલતી કીકીવડે શોભાયમાન, તથા અનંગનાટ્યાચાર્યે શિખવેલા સર્વ જાતના ઉપદેશથી પ્રાપ્ત કરેલા વિલાસવડે પ્રેમી અને મધુર, એ બન્નેનાં કટાક્ષ તેં પણ કયાં નથી જોયાં ? વળી મારા ભાઇની સાથે એનો વિવાહ થયાની વાત સાંભળતાંવારજ ભરાઇ આવેલા શોકથી ઝાંખી પડી ગયેલી એમના શરીરની કાન્તિ, તથા મૂળમાંથી ઉખડી ગયું હોય એવું એમનું હૃદય પણ તેં કયાં નથી દીઠું પ્રિયસખિ? વળી મને યાદ આવ્યું કે—

---

૧ અર્થાત્ જે વાત નન્દનના અયોગ્ય વચનમાત્રથીજ ઉત્પન્ન થઇતે અમે કેમ ન જાણીએ? આ પ્રમાણે લવંગિકા મદયન્તિકાને ઉડાવવાનું કરે છે.

**લવ.**—શું યાદ આવ્યું ?

**મદ.**—કે, મને જીવિતદાન આપનાર પેલા મહાજનને મૂર્છા વળ્યાની વાતનું નિવેદન કરતી માલતીને, ભગવતીનાં ચતુરવચન સમજી જઈને, માધવે પોતાનું હૃદય તથા જીવ બન્ને, સાહસ રીતે લગ્ન કરવા દેવાની બક્ષીસમાં આપી દીધાં હતાં; અને તે વેળે, બેહેન લવંગિકા ! તેંજ એમ કહ્યું કે "અમારી પ્રિયસખીને આવી બક્ષીસ તો વ્હાલી હીમ લાગશે."

**લવ.**—મને સાંભરતું નથી કે એ મહાભાગ કોણ હતો, મદયન્તિકા !

**મદ.**—સખિ ! વિચાર, વિચાર. જે દિવસે હું પેલા દુષ્ટ વાઘના રૂપમાં આવેલા યમના મોઢામાં પડી હતી, તે દિવસે મારી પાસે હોવાથી મને જીવિતદાન આપનાર એ મહાજને, મારીસાથે પરોપકારાર્થ સગપણ બતાવીને, ત્રિભુવનનો સર્વ સાર લેઇને ઘડેલો પોતાનો સુંદર દેહ આ સાહસ કાર્યમાં હોમી દીધો હતો. અને પોતાના સ્થૂલ ભુજસ્તંભથી મારૂં રક્ષણ કર્યું હતું. વળી, વાઘના તીના દાંતથી ચીરાઇ ગયેલી એમની વિશાલ છાતી, જુનાં જાસુસકુલના હારથી શણુગારેલી હોય એવી દીપતી હતી તોયે, કરૂણામય હૃદયથી મારે માટે દુષ્ટ શાર્દૂલના નખના તીના પ્રહાર પણ સહન કરીને, એમણેજ એ ક્રૂર પ્રાણિરૂપી મહારાક્ષસને મારી નાંખ્યો હતો.

**લવ**—હાં, મકરન્દ ! મકરન્દ !

**મદ**—પ્રિયસખી ! કોણ ? કોણ ?

**લવ**—મકરન્દ. (મદયન્તિકાના શરીરને નિહાળતી,)

**वंशस्थ**

તમે કહો તેમ અમે ભલે રહ્યાં,<br>
તું એ, અકસ્માત, કુલિન કન્યકા,<br>
કદંબગોળા સમી કેમ છે બની ?<br>
કથા સુણી શુદ્ધ સ્વભાવને તજી. ૧[1]

---

[1] કદમ્બ વ૦—કદંબવૃક્ષને કળીયો ઘણી આવે છે. તેના જેવું તારૂ શરીર કેમ થયું? અર્થાત્ તને આટલાં બધાં રોમાંચ કેમ થયાં? અમને

**मद**.—સખિ ! મારી મશ્કરી શીદ કરૂં છું ? પોતાના જીવની દરકાર ન રાખી પ્રયત્ન કરનાર, તથા જમના કોળીયામાંથી મને પાછી આણીને મોટો ઉપકાર કરનાર, એ મહાજનનું આ કથાના પ્રસંગે નામ સાંભળતાંજ તે વખતનો સઘળો દેખાવ યાદ આવવાથી મને ઘણો સંતોષ થાય છે. વળી સખિ ! તીવ્ર પ્રહારની વેદનાથી બેશુદ્ધ થઇ ગયેલા શરીરમાંથી વહેતા પરસેવાના ઝેબેઝેબથી નવાઇ ગયેલા, બેભાન થયાથી મીચાઇ જતાં નયનકમલવાળા, જમીનઉપર ટેકાવેલી તરવારને આધારે ધીરજથી બધા શરીરનો ભાર ઝીલીને ઉભેલા, એ મહાજનને, માત્ર મદયન્તિકાનેજ સારૂ પોતાના અમૂલ્ય આત્માની પણ દરકાર ન કરતાં તેં પણ દીઠાજ છે તો.

(મદયન્તિકા પરિસ્વેદાદિક સાત્વિક ભાવનું નિરૂપણ કરે છે.)[1]

**बुद्ध**.—તારા શરીરે તો નિર્ણય કર્યો જણાય છે.[2]

**मद**.—(લજવાતી) ચાલચાલ પ્રિયસખિ ! આવી તારી વિશ્વાસુ અને નિઃશંક વાર્તાથીજ મને આવા વિકાર થાય છે. [3]

**लव**.—સખિ મદયન્તિકા ! એટલી તો અમારામાં અક્કલ છે. તેથી હવે ચાળા જવા દે. અને આવ આપણી વિશ્વાસુવાતોને યોગ્ય વાત કર.

---

(માલતી વગેરેને) તો તું ઠપકો દે છે કે, નન્દનને પરણ્યા પછી માધવની પ્રીતિ ખોટી, અને તને આ શું થયુ ? મકરન્દનું નામ સાંભળી તારામાં આવા વિકાર થયા છે એ વાત નક્કીજ છે.

૧ મદયન્તિકા કિલકિંચિત ભાવ કરે છે:—

દુહો.

અંગતણી ચેષ્ટા વડે, લાજ પામતી નાર,
અંતઃકામ જણાવતી, કિલકિંચિત તે ધાર. ૨૧

૨ તારે મોઢે ના કહેવી હોય તો કેહે કે આવા વિકાર કામથી નથી થયા; પણ તારૂં શરીર તો સાફ એમજ સાબીત કરી આપે છે.

૩ મને આ બધું કામથી નથી થયું. પણ તારી આવી પ્રેમી વાર્તાના હર્ષથી થયું છે.

**બુદ્ધ.**—લવંગિકા ઠીક કેહે છે, મદયન્તિકા!

**મંદ.**—પ્રિયસખીઓ! હવે હું તમારેજ આધીન છું.

**લવ.**—એમ હોય તો કેહે કે તું કાળ શી રીતે ગાળું છું?

**મદ.**—પ્રિયસખિ! સાંભળ. બુદ્ધરક્ષિતાના પક્ષપાતને લીધે વિશ્વાસ આવવાથી, મારા મનમાં એ મહાજનને માટે પ્રથમથીજ પ્રેમ થઇ આવ્યો; અને મારૂં હૃદય અત્યંત કુતૂહલ, ઉત્કંઠા, તથા મનોરથથી ઉભરાઇ જવા લાગ્યું. પછી વિધિના યોગવડે એમનું દર્શન થયાથી, ક્રૂર મદનની અનિવાર્ય પીડાના સંતાપે બળતા ચિત્તને લીધે મારો આત્મા અકળાવા લાગ્યો. અંગે અંગે પ્રકટેલા અપૂર્વ, તથા વધતા, મદનાગ્નિથી થતી દુઃસહ પીડાએ બળતી હું સેવકજનોને પજવવા લાગી. સુખની આશા માત્ર મુકી દેવાથીજ સુલભ મૃત્યુરૂપ મોક્ષને પ્રતિકૂલ, બુદ્ધરક્ષિતાની શિખામણ માનવાથી વૃદ્ધિ પામતા દુઃખે દબાઈ જતી હું આ બીજોજ અવતાર કાઢું છું.

વિવિધ પ્રકારના મનોરથથી ઉન્મત્ત બની ગયેલી હું મારી કલ્પનામાં તથા સ્વપ્નમાં પણ એમનેજ દેખું છું. અને પ્રિયસખિ! ક્ષણમાત્રમાં વધી ગયેલા વિસ્મયથી તરલ, ચપલ, તથા વિકાસ પામતાં, એમનાં લલિત નયનકમલ પણ સુરાપાનથી ઉન્મત્ત થયાં હોય તેમ વિવિધ પ્રકારનું નૃત્ય કરતાં મારા સામે એકીટશે ઘણી વાર સુધી જોઇ રહે છે.

વળી, કમલના રેષા ખાવાથી સુગંધિ કંઠવાળા રાજહંસના જેવા, જાડા, ભાગ્યા તુટયા, ઉંચા, ધીરા તથા ગંભીર સાદથી "પ્રિયે મદયન્તિકે" એમ બોલાવી બોલાવીને મારા કાનને, એ ગજવી મુકે છે. પછી ધ્રૂજતા સ્તનને લીધે ઉછળતા મારી સાડીના છેડાને ઝાલવાની એમની ધૃષ્ટતાને લીધે, કાંપતા તથા ધમધમી જતા મારા હૃદયને એ ત્રાસ પમાડે છે.

એકદમ સાડી કાઢી નાંખીને ખશી જઈ, જુના કમલના[1] કઠોર દંડ જેવા મારા હાથથી સ્તનને હું ઢાંકી દેઉં છું તોયે ઉતરી

૧ રોમાંચને લીધે હાથ એવા થઇ ગયેલા.

પડતી મેખલાથી-સ્થૂલ જાંઘો બંધાઇ જવાને લીધે મારાથી ખશી શકાતું નથી. તે વેળે, મોઢેથી ના ના કહેતાં કહેતાં, એક મુહૂર્ત માત્ર પણ બેળેબેળે કોપાયમાન દેખાવાના પ્રયત્નથી મારૂં હૃદય અમુઝાય છે; મારાં પ્રેમી નયનમાં થઇને હૃદયનો પ્રેમ પુનરપિ[1] છલકાઇ જાય છે; અને આવી મારી ચેષ્ટા નિહાળીને એ મારી હાસી કરે છે.

પ્રિયસખિ ! પોતાની બાથમાં મને સજડ ઘાલીને, વાઘના કઠોર નખના ઘા રૂઝી જવાથી પડેલી ગુદરૂપી હારથી શોભિતી પોતાની વિશાલ છાતીસરસી મને ચાંપી દે છે. પછી, ઉતાવળથી દૂર ખેંચી લીધેલા મારા માથા ઉપરનો અંબોડો હાથે પકડીને નિશ્ચલ કરેલા મારા મોઢાને, (જાણે મારા હોઠ, ગાલ વગેરે ભેગાં થઇ જતાં હોય એમ ) એકદમ ઉંચું કરીને, મરજી મુજબ વર્ત્તે છે; [2]અને તે વેળે એમનું મુખકમલ અત્યંત રમણીય લાગે છે. મારા ડાબા ગાલ ઉપર મુકેલા, થથરતા, તથા ચુંબન કરવાને તત્પર થયેલા, એમના અધરના મનગમતા સ્પર્શથી મારા શરીરની શોભા ઉડવા માંડે છે;[3] વધતા ભય અને આનન્દથી થતા ગભરાટવડે મોહ પામીને મારી આંખો મન્દ તથા તરલ થવા માંડે છે, અને તે વેળે એ, કંઇક અવિનયી તથા સાહસ કાર્ય કરવા ઇચ્છતા હોય એમ, મારી પાસે કંઇ ન માગવાનું માગે છે.

વળી, પ્રિયસખિ ! આ બધું પ્રત્યક્ષજ હોય એમ અનુભવ્યા પછીથી તરતજ જાગીને હું અભાગણી જોઉં છું તો આ સંસાર મને શૂન્ય અરણ્ય જેવો ફરીથી ભાસે છે.

**લવ.**—સખિમદયન્તિકા ! ખરેખરૂં કેહે કે, તે વખતે સ્નેહથીઉત્પન્ન

---

૧ પુનરપિ–કેમકે મદયન્તિકા કોપ બેળેબેળે કરતી હતી એવું મકરન્દ જાણતો હતો, એટલે એને ખાત્રી હતી કે મદયન્તિકાને મન છે ખરૂં. આટલા સારૂં આવી પોતાના મનની ખાત્રી કરી આપતાં પ્રેમી નયનની દૃષ્ટિ પુનરૂક્ત જેવીજ હતી. ૨ ચુંબનાદિક કરે છે. ૩ શરીરે એકાએક રોમાંચ થવાથી, શરીરની શોભા ઉડતી હોય એમ લાગ્યું.

થયેલા હાસ્યથી વિકાસ પામતાં બુદ્ધરક્ષિતાનાં નયને જોયલું, સેવકજનથી સંતાડવા યોગ્ય, તારી ઝાંઘનું મૂળ પલંગની ચાદરના છેડાવડે ઢાંકેલું હતું કે નહિ ?[1]

**મદ**.—ચાલ ચાલ, આવી ઢંગવિનાની મશ્કરી શી ?

**બુદ્ધ**.—સખિ ! માલતીનીપ્રિયસખીને એવું એવું બહુ આવડે છે ?[2]

**મદ**.—સખિ ! માલતીની મશ્કરી મા કર.

**બુદ્ધ**.—સખિ મદયન્તિકા ! જો તું વિશ્વાસઘાતનકરૂં તો તને કંઇ કહું.

**મદ**.—સખિ ! કોઈવાર પણ વિશ્વાસ ભંગ કર્યાનો દોષ મેં કર્યો છે જે તું એમ કેહે છે ? સખિ ! તું અને લવંગિકા તો હવે મારૂં હૃદયજ છો.

**બુદ્ધ**.—કદાપિ તું મકરન્દને ફરીથી દેખું તો કેમ ?

**મદ**.—એકીટશે એમના અવયવે અવયવને નિશ્ચલ નજરે નિહાળી નિહાળીને મારાં લોચનને ટાઢાં કરૂં.

**બુદ્ધ**.—જો મન્મથના બળે કરીને એ પણ તને–કન્દર્પજનનીને,[3]–પુરૂષોત્તમ કન્દર્પજનની રૂકિમણીને પરણ્યા તેમ, પરણે તો કેમ ?

**મદ**—(નિસાસો નાંખતી) અમથી મને શીદ રમાડે છે ?

**બુદ્ધ**.—તોયે કેહે તો ખરી ?

**લવ**.—હૃદયની પીડા સુચવતા દીર્ઘ નિસાસાએ કહેલુંજ છે તો.

**મદ**.—દુષ્ટ વાઘના કોળીયામાંથી કાઢી લેવા સારૂં પોતાના જીવને ઝંપલાવીને એમણે ખરીદી લીધેલા મારા શરીરને મારે શું લાગે વળગે છે ?[4]

**લવ**—ઉદારપ્રકૃતિને યોગ્ય વચનજ કહ્યું.

---

૧ આ વાકયનો અર્થ બીભત્સ છે.

૨ અર્થાત્ એણે માલતીનામાં એવી ચેષ્ટા જોઈ હશે તે એ કહેછે.

૩ કુન્દર્પજનની=કન્દર્પ(કામ) ઉત્પન્ન કરનારી (મદયન્તિકા), કામ(પ્રદ્યુમ્ન) નેજણનારી (રૂકિમણી.) પુરૂષોત્તમ=પુરૂષોમાં ઉત્તમ, મકરન્દ, કૃષ્ણ.

૪ અર્થાત મારૂં શરીર એમનુંજછે, એટલે હું એમને પરણીને એમની થઇશ એવું કેહેવું વ્યર્થછે.

બુદ્ધ.—આ તારાં વચન વિસારીશ નહિં હો.

મદ.—અહો બીજા પ્રહરની ઘડીઓ સુચવતી નોબત વાગવા માંડી; તેથી નન્દનને ઠપકો દેઇ, માલતીને પગે પડવાનું સમજાવીને, એને માલતી સાથે સંધિ કરાવું.

( એમ કહી ઉઠીને જવા માંડ છે. )

( મકરન્દ મોં ઉઘાડીને એનો હાથ ઝાલે છે. )

મદ.—બેન માલતિ ! જાગી કે શું ? (જોઇને હર્ષ તથા ભય પામતી) આ તો વળી કંઇક બીજુંજ છે.

મક— वसन्ततिलका.

રંભોરૂ[1] ! છાંડ ભય, કેડ ખમે ન લેશ,
ભારે સ્તનોનું કુદવું, ભયથી વિશેષ;
કે'તી તું કલ્પિતપ્રીતિસુખમાંહી બોલ્યો,
તે તુજપાસ અહીં આ તુજ દાસ ઉભો. ૨૨

બુદ્ધ.—(મદયન્તિકાનું મોઢું ઊંચું કરીને) તેં

वसंततिलका.

ઇચ્છયો મનોરથ હજારથી તે રહ્યો આ,
ઊંઘે પ્રમત્ત જન છે ઘરનાં થયેલાં,
અંધારઘોર, કર ભદ્ર કૃતજ્ઞતાથી,
નૂપુર કાઢી મુક, ચાલ પછી ત્વરાથીઃ ૩૨

મદ.—સખિ બુદ્ધરક્ષિતા ! આપણે કયાં જઇશું ?

બુદ્ધ.—જયાં માલતી છે ત્યાંજ.

મદ.—માલતીએ એનું સાહસ કાર્ય પૂર્ણ કર્યું કે શું ?[3]

---

૧ રંભોરૂ=રંભા (કેળના સ્તંભ) ના જેવી છે ઊરૂ (ઝાંધ) જેની તે.

૨ પ્રમત્ત=બેભાન, બેફીકર. કર ભદ્ર વ૦—તારો જીવ ઉગાર્યાના ઉપકારનેલીધે, તું એને ભદ્રઃ(સારૂ) કર, એને પરણ. રણકારાની ગરબડ ન થવા સારૂં નૂપુર કઢાવે છે.

૩ પોતાના બાપની રજાવિના માધવને પરણવાનું કામ સાહસજ હતું.

बुद्ध.—હા. ને તેં પણ કહ્યુંજ છે જે[1] (દુષ્ટ વાઘના કોળીયામાંથી કાઢી લેવા સારૂં—વગેરે બોલે છે) (મદયન્તિકા રૂવે છે.)

बुद्ध.—મહાભાગ ! પ્રિયસખીએ અર્પણ કરેલા પોતાના આત્માનો સ્વીકાર કરો.

मक.— **वसंततिलका.**

આજે મહોત્સવ હુવાવય આ ફલ્યાનો,
આજે મળ્યો જય મને, રહ્યું બાકી શું? કહો,
જ્યાં કામદેવ સહુ મંગલ આપનારો,
પૂરી કૃપા કરી થયો મુજ બંધુ સારો. ૪

તેથી આ પાછળને બારણે થઇને ચાલવા માંડીએ.

(છાનેમાને પરિક્રમણ કરે છે.)

मक.—અહો મધ્યરાત્રિએ અવરજવર બંધ થવાથી રાજમાર્ગ કેવો શોભે છે ! આ વખતે,

**मंदाक्रान्ता.**

પ્રાસાદોની ઉંચી ઉંચી બધી બારીઓમાં ફરીને
પાછો આવે, ઉરણ-મદિરાવાસ અંગે ભરીને,
વેરાતી આ કપુરની, ને ફુલની, વાસવાળો,
વાયુ "સર્વે તરૂણજન છે કામિનિસંગ" કે'તો. ૫

(એમ કહી સર્વે જાય છે.)

**इति नन्दनविप्रलंभो नाम सप्तमोङ्कः समाप्तः**

---

[1] અર્થાત્ તું પણ મકરન્દની થઇજ ચુકીછે.

# मालतीमाधव.

## अष्टमोऽङ्कः

( અવલોકિતા પ્રવેશ કરે છે. )

**અવ.**—નન્દનને ઘેરથી પાછાં આવેલાં ભગવતીનાં ચરણનું વન્દન હું કરી આવી છું, એટલે હવે માલતી અને માધવ પાસે જાઉં. (પરિક્રમણ કરીને) આ ગ્રીષ્મ દિવસના સાયંકાલે સ્નાન કરીને, સરોવરના તટઉપર પડેલી શિલાપર માલતી અને માધવ પણ આ બેઠાં લાવ એમની પાસે જાઉં. (જાય છે.)

### इति प्रवेशकः

---

(પછી શિલાતલ ઉપર બેઠેલાં માલતી અને માધવ, તથા અવલોકિતા પ્રવેશ કરે છે. )

**માધ.**—(આનંદ પામતો) મદનની વ્હાલી સખી મધ્યરાત્રિનું જોબન કેવું ખીલી રહ્યું છે !

અને　　　　**मालिनी.**

જયમ મધુથકી ભીનો, ભારવાળો લગાર,
ધવલ, લગિર પીળો, કેતકીનો પરાગ;
ઉંપડી પવનવેગે ને હૈંચો ઉડી જાય,
ધીમી ધીમી ગતિથી જે આભમધ્યે છવાય; ૧
ઉગતું શશિતણું આ દીપતું તેજ તેવું,
થઈ જીરણ, સુકાતાં, તાડપત્રોશું ફીકું:
શશિકર વળી એવા ઉગતાવાંત ભેદે,
તિમિર ગભીર વ્યાપી જે રહ્યું સર્વ, તેને. ૨

(મનમાં) ત્યારે હવે હઠીલી માલતીને શી રીતે મનાવું ? હાં એમજ કરૂં. (પ્રકાશ) સાયંકાલે અબઘડી કરેલા સ્નાનથી શીતલ થયેલી પ્રિયે માલતિ ! તને મારા તાપની શાન્તિ કરવાની પ્રાર્થના કરૂં છું. આજ છેક વિચિત્ર ચાલ કેમ ચલાવવા માંડી છે ?

मंद्राक्रान्ता.

અંબોડેથી સુતનુ ! દીપતાં વારિબિંદુ ગળે છે,
તારી નાની કુચકલિતણી મધ્ય ભીની દિસે છે,
જ્યાંસુધી છે શરીર સઘળે સૂક્ષ્મ રોમાંચ ગાઢ,
તેવે, બાથે લઇ, રીસ તજી, એક વારે તું દાબ. ૩

રે હઠીલી वसंततिलका.

કોટે પ્રિયા ! મુક તું હાથ જીવાડનારો,
જયાંથી ચુએ ભયથી સ્વેદકણો હજારો,
જે છે, શશિકિરણથી ગળતી રૂપાળી,
માલા શશિમણિની શીતલ કાંતિધારી. ૪[1]

અથવા એ વાત તો કોરે રહી, પણ શું તારાં વચનશ્રવણ કરવાને પણ તારો સેવક લાયક નથી ?

वसंततिलका.

દાઝયું ઘણું મલયમારૂત-ચન્દ્રકિર્ણે,
ચાલ્યું, ન ભેટી કર્યું શીતલ અંગ આજે;
ઉન્મત્ત–કોકિલતણા સ્વર દુઃખ દાખે
છો કાન વાણી મિઠી કિન્નરકંઠિ ! ચાખે. ૫[2]

---

૧ જે હાથ આવી નીગળતી શશિમણિની માલની કાન્તિ ધારણ કરે છે—અર્થાત્ તે માલા જેવો દીપે છે એવી ઉપમાનું ભાન થાય છે—માટે નિદર્શનાલંકાર. લક્ષણાદિક આગળ કહ્યાંછે.

૨ મલયમારૂત—મલયાચલનો પવન. ચન્દનાદિકનાં વૃક્ષથી ભરેલ! મલયાચલનો વાયુ અતિશીતળ હોવાથી કામીને પીડાકારક થાય છે. તેં મારા

**અવ**.—(પાસે જઈને) અરે જુઠા બોલી ! એક મૂહુર્તમાત્ર પણ માધવને ન દેખતી ત્યારે તું મુઝાઇ જઈને મને એમ કેહેતી કે, "આર્યપુત્રને બહુ વાર લાગી, એ ક્યારે આવે કે હું એમને, તમામ ભય તજીને આ નિમિષરૂપી વિઘ્નને પણ ભુલી જઈ નિહાળતી, એમ કહું કે મને બન્ને હાથે બાથ બીડીને ભેટો;" તેજ તું આજે આ શું કરે છે ?

(માલતી જરા કરડી નજરે એના સામું જુએ છે.)

**માધ**.—(મનમાં) અહો ભગવતીની મુખ્યશિષ્યની ચતુરાઇ સર્વગામી જણાય છે. ( પ્રકાશ ) અવલોકિતા ખરૂં કેહે છે કે ?

( માલતી માથું હલાવે છે.)

**માધ**.—જો તું બોલું નહિં તો તને મારા, લવંગિકાના, તથા અવલોકિતાના, ત્રણેના સમ છે.

**માલ**.—હું કંઈપણ જાણતી નથી. (એમ અડધું બોલીને લજવાય છે.)

**માધ**—અહો આ અપૂર્ણ તથા અર્થ રહિત વાક્ય પણ કેવું મીઠું છે ! ! (સેહેજજ જોતા) અવલોકિતા ! આ શું ?

**वसंततिलका.**

આંસુથી આ વિમલ ગાલ મૃગાક્ષી કેરા
ધોવાય, તેપર શશિકર આ પડેલા,
દીપે, શકે કિરણપંકજદંડ માંડે
કાંતિનું અમૃત શશી ભરી મુખ પીવા. ૬૧

**અવ**—સખિ ! ચોધાર આંસુ ઢાળતી શા માટે રડે છે ?

**માલ**.—બેન ! પ્રિય સખી લવંગિકા તે મને ક્યાં સુધી નહિં મળે ? એની કંઈ ખબર પણ મળતી નથી.

---

પંગને ભેટીને શીતલ ન કર્યું તો ભલે, પણ તું નથી બોલતી ત્યારે કોયલના વર પણ કાનને પીડેછે, માટે હે કિન્નર કંઠિ ! (કિન્નર—ગંધર્વની એક જાત છે. ઠિ—તેના જેવા કંઠ—મીઠા સ્વર—વાળી) તારાં વચન કાનને ચાખવા દે.

૧ અલંકાર ઉત્પ્રેક્ષાછે. કિરણ—પંકજ—દંડ=કિરણરૂપી પંકજના દંડ તે લા હોય છે માટે એમાં થઇને કાંતિરૂપી અમૃત ચુશી શકાય.

**માધ**.—અવલોકિતા ! શું છે ?

**અવ**.—તમારા સોગન સાંભળીને એને લવંગિકા સાંભરી આવી; અને તેની ખબર ન સાંભળવાથી એ મુઝાય છે.

**માધ**.—મેં હવણાંજ કલહંસકને છાનેમાને નંદનને ઘેર જઇને ખબર કાઢવાસારૂં મોકલ્યો છે. (આશાપૂર્વક) અવલોકિતા ! મદયન્તિકા પ્રત્યે બુદ્ધરક્ષિતાનો પ્રયત્ન સફળ થશે પાડું ?

**અવ**.— એમાં શો સંદેહ છે ? મહાભાગ ! વાઘના નખના પ્રહારથી મકરન્દને થયેલી મૂર્છા વળ્યાના આનન્દકારક સમાચાર નિવેદન કરતી માલતીને તમે ભગવતીના કેહેવાથી તમારો જીવ તથા હૃદય તો પેહેલેથીજ આપી દીધેલાં છે; તો હવે કોઈ, મદયન્તિકા આવ્યાની તમને વધામણી ખાય તો તેને શું આપો !

**માધ**.—યોગ્ય પ્રશ્ન પુછ્યો. (હૃદય સામું જોતો) માલતીના પ્રથમ દર્શનથી ઉત્પન્ન થતી પ્રીતિના સાક્ષી, મદનોદ્યાનના અલંકારરૂપ, શોભાયમાન, બોરસળીના વૃક્ષના ફુલની આ માલા રહી, જે,

**शार्दूलविक्रीडित**.

આણેલી સખીએ, ગુંથી કરથી મેં એવું ગણી ચિત્તથી,<br>
વિશાલ સ્તનકુંભની કલિપરે, એણે ધરી પ્રેમથી,<br>
આવ્યો કાળ સમીપ જ્યાં લગનનો, આશા અમારી તજી,<br>
આપી જાણી લવંગિકા મુજ કરે, પોતાની પુંજી બધી. ૭

**અવ**.—સખિ માલતિ ! આ બોરસળીની માલા તને બહુ વ્હાલી છે માટે સંભાળજે, નહિતો સહેજમાં એ પારકે હાથ જતી રહેશે.[1]

**માધ**.—સખિ ! તું ખરી વાત કહે છે.[2]

---

૧ અર્થાત્ મદયન્તિકા આવ્યાની વાત જે કહેશે તેને એમાલા મળશે, માટે તુંજ એ વધામણી ખાઇને લેઇ લે.

૨ અત્યારસુધી આ અંકમાં જે માલતીનું લઘુમાન ઉતારવાનીયુક્તિઓ ચાલી, તે ખરેખર શૃંગારરસને પૂર્ણ ઉદ્દીપ્ત કરી વાંચનારના મનનું હરણ કરી લે છે. માલતી અને માધવ આવાં સુખ અનુભવતાં એ બતાવાંને વાંચનારના મનમાં માલતીના થવાના હરણથી વધારે કરૂણા ઉત્પન્ન કરવાનો હેતુ પણ આ ઠેકાણે છે.

**अव.**—કોઈનાં પગલાં સંભળાય છે ખરાં.

**माध.**—(નેપથ્ય સામું જોતો) અહો કલહંસક આવ્યો !

**माल.**—સદ્‌ભાગ્યે મદયન્તિકા તમને મળી.

**माध.**—(હર્ષથી આલિંગન દેતો) અતિ પ્રિય થયું.[1] (પોતાને ગળેથી ઉતારી બોરસળીની માલા આપી દે છે.)

**अव.**—ભગવતીએ સોંપેલું કાર્ય બુદ્ધરક્ષિતાએ પણ પૂર્ણ કર્યું.

**माल**—(હર્ષ સહિત) અહો ! પ્રિયસખી લવંગિકા પણ આવી !

(ઉભા થાય છે.)

(ભયભીત થયેલાં કલહંસક, મદયન્તિકા, બુદ્ધરક્ષિતા તથા લવંગિકા પ્રવેશ કરે છે.)

**लव.**—મહાભાગ ! ધાઓ રે ધાઓ ! રસ્તાની અધવચજ મકરંદને નગરની સેનાસાથે યુદ્ધ ચાલ્યું છે, તેથી તે વેળે મળી આવેલા આ કલહંસક સાથે અમને અહીં મોકલી દીધાં.

**कल.**—અહીંયાં આવતાં આવતાં પણ અમે જે મોટો કોલાહલ સાંભળ્યો તે ઉપરથી એમ લાગે છે કે સામાવાળાની બીજી સેના પણ આવી પહોંચી હશે.

**माल.-अव.**-ધિક્કાર ! ધિક્કાર કે આ હર્ષ અને પરિતાપ બન્ને જોડેજ ઉપજ્યાં.

**माध.**—સખિ મદયન્તિકા ' ભલે આવ્યાં. તમ આવ્યે અમારૂં ઘર શોભ્યું. એ તો એનો એજ છે એટલે તમે ફિકર શીદ કરો છો ? એની એકલાની સામે બહુ જન ચઢી આવ્યા છે તેની કંઇ ફિકર નહિં.

## शार्दूलविक्रीडित.

ફુટયા ગંડ થકી ઝરંતી મદની ધારે ભીનું મુખડું,
એ હસ્તિશિશનું મહાવીર બની જે ઝાડ ચીરે વડું,

[1] મદયન્તિકા મળી તેથી તથા માલતી [illegible] તેથી પણ.

એવો, દીર્ઘ નખે પ્રચણ્ડ કર જે, તે, વિક્રમે હોંસિલા
શૂરા સિંહતણો સહાય બનશે સંગ્રામમાં સર્વદા. ૮[1]

તેથી હું પણ પરાક્રમથી ફાળો ભરતા પ્રિયસખાની પાસે જાઉં
(એમ કેહેતો પરિક્રમણ કરીને કલહંસક સાથે જાયછે.)

**અવ.—લવ.—બુદ્ધ.**—આ બન્ને સુશીલ જનો ક્ષેમકુશલ પાછા આવજો.

**માલ.**—સખીઓ અવલોકિતા અને બુદ્ધરક્ષિતા ! તમે વહેલાં જઈને આ વાત ભગવતીને નિવેદન કરો. તું પણ લવંગિકા! આર્ય-પુત્રને[2] વિનંતી કરી આવ કે અમારા સામું જોઇ સંભાળીને વર્તજો.

(લવંગિકા, બુદ્ધરક્ષિતા, તથા અવલોકિતા, સર્વે જાયછે.)

**માલ.**—અરેરે, હવે કાળ શી રીતે ગાળવો તે સુઝતું નથી. ચાલ પ્રિયસખી લવંગિકાને આવવાને રસ્તે એની વાટ જોતી ઉભી રહું. (પરિક્રમણ કરીને ભય પામતી) મારી જમણી આંખ ફરકવા લાગી. ( બેસે છે.)

(કપાલ કુંડલા પ્રવેશ કરે છે.)

**કપાલ**—અરે પાપિણી ! ઉભી રહે.

**માલ.**—(ત્રાસ પામતી) હે આર્યપુત્ર !

( એટલું બોલતાંજ જીભ બંધ થઈ જાય છે. )

**કપાલ.**—(ક્રોધથી, હસતી) પાડ, ચીસો પાડ,

### संतातिलका.

ક્યાં છે ગયો તપસીને હણનાર પ્યારો ?
બોલાવ જારપતિ સ્હાય થવા તું તારો;
આવી કરે બહુ દિને, શીદ વ્યર્થ ઝુઝે,
છે વર્તિકા ઝુઝતી બાજની જેમ ચોટે. ૯[3]

---

૧ ગંડ=કુંભસ્થલ. અલંકાર અપ્રસ્તુતપ્રશંસા છે.

૨ આર્ય(માનપૂર્વક બોલવતાં,સસરા) નોપુત્ર=ધણી.

૩ તપસી=તપ કરનાર, અઘોરઘંટ. વર્તિકા=એક જાતનું વાગોળ જેવું જનાવર. અલંકાર ઉપમા છે.

હવે શ્રીપર્વતઉપર ઉતરીને એના કડકેકડકા કરી નાંખી, એને રીબાવી રીબાવીને મારી નાંખું

(એમ કહી માલતીને ઉપાડીને ચાલી જાયછે.)

**મદ.**—હું પણ માલતીની પાછળજ જઉંછું. (પરિક્રમણ કરીને) સખિ માલતિ!

**લવ.**—(પ્રવેશ કરીને)—સખિ મદયન્તિકા! એ તો હું લવંગિકા.

**મદ.**—તને એ મહાભાગ મળ્યા કે?

**લવ.**—ના., એતો બાગના રસ્તાની બહાર નીકળતાવાંતજ કીકીયારી સાંભળીને ક્રોધાયમાન થઇ, પોતાની દીર્ઘ ઝાંઘોવડે લાંબી લાંબી તથા વિકરાળ ફલંગોથી દોડીને શત્રુના સૈન્યમાં પેઠા. ત્યાંથી હું અભાગણી પાછી વળી. એમના ગુણઉપર ફિદા થઇ ગયેલા નગરના જનો, ઘેરેઘેર, રે ગુણી માધવ! હા મકરન્દ! અરે સાહસિક! એવી શોચના કરતા સંભળાય છે. વળી એમ સંભળાય છે કે, મહારાજે પણ પ્રધાનની પુત્રીની ચોરી થયેલી સાભળીને મત્સરથી ક્રોધાયમાન થઇ, તેજ ક્ષણે મોટી સેના મોકલી દીધી છે અને પોતે ચંદ્રના અજવાળામાં મહેલની ટોચે ચઢીને જોવા સારૂં બેઠા છે.

**મદ.**—ખરેખાત હું અભાગણી મોઇજ.

**લવ.**—પણ સખિ! માલતી કયાં ગઇ?

**મદ.**—પેહેલ વેહેલી તો એ તારે આવવાને રસ્તે વાટ જોતી ઉભી હતી; પણ પછીથી મેં એને દીઠી નથી. કદાપિ બાગની વૃક્ષકુંજોમાં તો નહિં ભમતી હોય?

**લવ.**—સખિ! ચાલ, ઝટ શોધ કરીએ. મારી સખી ઘણું કાચા મનની છે, તેથી અનિષ્ટ પરિણામ થવાનો પણ જે કાળે સંભવ છે તેવે પ્રસંગે એનો જીવ ઝાલ્યો રહેશે નહિં.(ઉતાવળથી પરિક્રમણ કરે છે.) સખિ માલતિ! રે માલતિ! (આમ તેમ ખોળે છે.)

(હરખાતો કલહંસક પ્રવેશ કરે છે.)

**કલ.**—આવા વિકટ સંગ્રામમાંથી આપણે સદ્ભાગ્યે કુશલક્ષેમ પાછા આવ્યા. અહો! આ સેનાનો સમૂહ અદ્યાપિ પણ મારી નજર

આગળ ઉભો છે. એ, નિરંતર ઊંચી કરેલી, નિર્મલ તથા તિક્ષ્ણ તરવારોના પાના ઉપર પડેલાં ચન્દ્રનાં કિરણોથી ઉજળો, દર્શનીય, તથા ભયંકર, જણાય છે ! મધુપાનના ઘેનમાં બલદેવના હાથે ખેંચેલા હલથી ખળભળી ગયેલા જલતરંગવાળી યમુનાના પ્રવાહ જેવો[1] એ દીસે છે ! એક ઝપાટામાં ત્વરાથી દોડતા, નિર્દય, તથા ચપલ; મકરન્દના સપાટામાં આવી જઇને બેશુદ્ધ થઇ જઇ નાસતા યોદ્ધાના કોલાહલે આખા ગગનના આંગણાને એ ગજવી મુકે છે !

પોતાના ભુજબળના ઝપાટાથી ઉપર ચઢી આવતા સામંતોના હાથ જુઠા કરી નાખીને તેમાંથી ઝુંટાવી લીધેલા શસ્ત્રના પ્રહારથી યોદ્ધાને નસાડી મુકતા,—તથા સુભટો નાશી જવાથી ખાલી થયેલા માર્ગમાં ઠેઠ દોડીને સંગ્રામનું સાહસકાર્ય પૂર્ણ કરતા,—નાથ માધવ પણ મને વિસરતા નથી.

વાહ ! રાજાની પણ શી એમના ગુણઉપર પ્રીતિ ! પોતે મેહેલના શિખર ઉપર બેઠેલા હોવાને લીધે પ્રતિહારને નીચે મોકલીને, તેનાં વિનયિ વચનોથી વિરોધનું સંકટ એમણે શમાવી દીધું. પછી, બોલાવી આણેલા માધવ તથા મકરંદના મુખચન્દ્રને વારંવાર પ્રેમાળ દૃષ્ટિથી નિહાળતે નિહાળતે, કલહંસકની પાસેથી એમનાં કુલ વગેરે જાણી લેઇને, એમને બહુ માન આપતાં પોતે, "આવા ત્રિભુવનના અલંકારરૂપ, સુશીલ, તથા ખીલતી જુવાની અને ગુણ વડે રમણીય, જમાઇથી તમે શા માટે અસંતોષ પામો છો" એવાં મધુર વચનોથી, ઉછળતા મત્સરના ગભરાટની રેશથી કાળા મોંવાળા ભૂરિવસુ તથા નંદનને સમજાવીને, મેહેલમાં ગયા.

---

[1] બલરામે મદ્યપાનના આવેશમાં યમુનાની પાસે સંભોગની યાચના કરી ત્યારે તેણે ના કહી તેથી તે પોતાના હલવડે એને ખેંચી લાવવા ગયા હતા એવી કથા વિષ્ણુ[illegible]માં પ્રસિદ્ધ છે. હલથી ખેંચાયલી યમુના જેમ ઉલટી વેહેવા લાગી તેમ આ સેના પણ ઉલટી વહી—નાશી.

માધવ અને મકરન્દ પણ પેલા આવે. હું પણ આ વૃત્તાન્ત ભગવતીને નિવેદન કરવા જાઉં. (એમ કહી જાય છે.)

(પછી માધવ અને મકરન્દ પ્રવેશ કરે છે)

**મક.**—અહોપ્રિયમિત્રનું શું અસાધારણ વીર્ય તથા સહજ શૌર્ય!!કે,

शार्दूलविक्रीडित.

બાહુના દઢ મારથી રગરગે સંધિ ગયાં સૌ તુટી
એવાં વીરતણાં કપાલ કચર્યાં જેણે ઘણા શૌર્યથી,
કૂદી વીરતણી પડી ઉપર, ને શસ્ત્રો ઝુંટાવી લીધાં
હાંગી ઠેઠલગી પરાક્રમ પછી જાહેર જેણે કીધાં, ૧૦
તેનો યુદ્ધતણા સમુદ્રપરનો વિકાળ રસ્તો દીસે,
બે પાસે થઇ સ્તબ્ધ સુભટતણી ઊભેલી પંક્તિવડે;
જે યુદ્ધાર્ણવમાં પડ્યા રડવડે, ઊંધા ચતા આથડે
માથાંના કડકા ઘણા અહીં નહીં આ પાસ તે પાસ રે. ૧૧

**માધ.**—ખરે એ પણ પશ્ચાત્તાપ કરવા યોગ્યજ છે કે,

शार्दूलविक्रीडित.

જેણે ચંદ્રતણા કરે ચળકતું, આ મધ્યરાત્રિ સમે,
પ્રેમે ભેટતી નારીના મુખથકી પીધું મધુ ઉત્સવે;
તેનાં, આ તવ બાહુવજ્ર પડતે, ભાગી ગયાં હાડ તે,
છે એ સારી અસારી ભંગુર બધા એવું હવે સૂચવે. ૧૨

વળી રાજાની ભલમનસાઇ પણ આપણે વિસારવી ન ઘટે; કેમકે અપરાધી હતા તોપણ નિરપરાધી હોઇએ એવો એમણે આપણો આદર કર્યો. ત્યારે ચાલ હવે મદયન્તિકાને હરી આણ્યાનો વૃતાન્ત માલતીની સમક્ષજ વિસ્તારથી કેહે એમ મારી ઇચ્છા છે. કેમકે.

द्रुतविलंबित.

કહીશ તું, તવ માલતી મારથે
હસતી નીજકટાક્ષ વિલોલ તે;

સ્વસખી લાજથી આંખડી મળશે,
વદનપંકજ નીચું નમાવશે. ૧૩

(એમ કહી પરિક્રમણ કરે છે.) આ રસ્તો બાગમાંજ જાય છે.
(પ્રવેશ કરે છે.)

**માધ.**—આ સરોવરના પ્રદેશ શૂન્ય કેમ ભાસે છે?

**મક.**—મિત્ર! આપણે અહીંયાં નહતા એટલે એમને ગમ્યું નહિ હોય; તેથી આ બાગની વૃક્ષકુંજોમાં આમતેમ ફરતો ફરતી વિનોદ કરતી હશે. તેથી આવ જોઈએ. ( બન્ને પરિક્રમણકરેછે.)

**લવ.**—**મદ.**—સખિ માલતિ ![1] (જોઇને) સદ્‌ભાગ્યે આ મહાજનો કુશલક્ષેમ પાછા આવ્યા.

**માધ.**—**મક.**—માલતી ક્યાં છે.

**બન્ને.**—માલતી તે ક્યાંથી હોય ? એતો અમે અભાગણીઓ પગલાંના ભણકારાથી છેતરાઇ.

**માધ.**—અમારૂં હૃદય હજાર પ્રકારના તર્ક વિતર્ક કરે છે માટે સ્પષ્ટ કહી નાંખો.

### मालिनी.

કમલનયનીનું, આ ચિત્ત ધારે અનિષ્ટ,—
હૃદય પિગળી જાયે,—ચાલી આ જાય જીવ,—
નયન ફરકતું આ વામ,—શું આજ થાશે !
વચન વળી તમારાં,—સર્વથા જીવ જાશે. ૧૪[2]

**મદ.**—મહાભાગ અહીંયાંથી ગયા ત્યાર પછીથી અવલોકિતા તથા બુદ્ધરક્ષિતાને ભગવતીની પાસે મોકલીને, આર્યપુત્રને સાવધાન રેહેવાની વિજ્ઞાપના કરી આવ એમ કહીને એણે લવંગિકાને પણ મોકલી દીધી. પછી એને ન ગમવાથી લવંગિકાને આવવાને માર્ગે

૧ માધવ તથા મકરન્દનાં પગલાં તે માલતીનાં પગલાં જાણીને લવંગિકા તથા મદયન્તિકા બોલાવે છે.

૨ જીવ જવાનું એકજ કારણ પુરતું છતાં બીજાં વધારે કારણો ગણાવ્યાં છે, તેથી સમુચ્ચયાલંકાર થયો.

વાટ જોતી એ ઉભી રહી. ત્યાર પછીથી અમે એને દીઠી નથી. આ વૃક્ષની કુંજોમાં અમે ખોળતાં હતાં એટલામાં તમને દીઠા.

**માધ.**—રે પ્રિયે માલતિ!

## માલિની.

અતિ અશુભ વિચારો ચિત્તમાં ઉભરાય,
મુક દૂર સહુ હાસી, ચંડિ[1]! હૈયું મુઝાય;
મુજ પરખ કરે શું? પારખ્યો, બોલ પ્યારી!
મન અધિર ભમે છે, ક્યાં દયા સર્વ તારી!! ૧૫

**મકે.**—હે પ્રિયસખિ! ક્યાં છે તું?

**મક.**—જાણ્યા વિના શા માટે ધીરજ છાંડે છે!

**માધ.**—સખા! માધવના સ્નેહથી દુઃખ પામતી એ પોચા મનવાળી શું શું કરેછે તે તું ક્યાં નથી જાણતો.

**મક.**—એ ખરૂં, પણ ભગવતી પાસે પણ કદાપિ ગઈ હોય. તેથી ચાલ ત્યાં તપાસ કરીએ.

**મકે.**—એમ પણ હોય ખરૂં.

**માધ.**—હોય તો બહુ સારૂં.

**મક.**—(વિચાર કરતો; મનમાં)

## વસંતતિલકા.

છે એ ગઇ ભગવતી સમીપે, નહિં વા,
એ આવશે જીવતી, કે નહિં, ધારૂં શંકા;
મિત્રો, સગાં, સુખ સમાગમનાં લહે જે,
સૌદામિની[2] ઝલકશાં ચલ જાતનાં તે. ૧૬

(સર્વે જાય છે.)

**इति मालत्यप[illegible]ो नाम [illegible]ोङ्कः समाप्तः**

---

૧ ચંડિ=હે ચંડ પ્રકૃતીવાળી, હે કોપાયમાન થઈ રીસાયલી.

૨ સૌદામિની ઝલક=સૌદામિની (વીજળી)ની ઝલક—ઝબકારો—તેવાં ચલ છે. (સુખ.) સૌદામિની શબ્દવડે નવમા અંકમાં આવતી સૌદામિનીનો પ્રવેશ સુચવ્યો છે.

# मालतीमाधव.

## नवमोऽङ्कः

( સૌદામિની પ્રવેશ કરે છે. )

સૌદા.—આ હું સાદામિની શ્રીપર્વત ઉપરથી ઉતરીને પદ્માવતીમાં આવી પહોંચી છું. માલતીના વિરહે રોજનાં પરિચિત કામ ન જોઇ ખમાવાથી ઘર છોડીને, વિશાલ ખોમાં તથા વનમાં અને પાસેના પર્વતઉપર પોતાના મિત્રવર્ગ સમેત ભમતા માધવની પાસે હવે હું જાઊં. હું એટલે ઊંચે ઉડી છું કે આ સઘળા ગિરિ,નગર ગામ, તથા સરિતાઓ મારી નજર તળે આવી જાય છે.

( પાછી વળીને જોતી. )

### वसंततिलका.

પારા અને વિમલ સિન્ધુ વહે વિશાલ
પદ્માવતી–નગર–ચોતરફે વિટાય,
મંદીર, મ્હેલ, પુરદ્વાર, છજાં, ઉંચાંએ,
ભેદ્યું પડયું નભ, શકે ધર્યું આ પુરીએ. ૧[૧]

વળી, તીરે વૃષા સમય ઉલપઘાસ ઉગે
જે ગાય ગર્ભિણી ચરે, વન જેથી શોભે,
તીરે થયાં વનવિષે જન મોજ લેતા,
એવી તરંગલલિતા લવણા રહી આ. ૨[૨]

(બીજી તરફ જોઇને) આ મહાનદી સિન્ધુનો ઘોષ રસાતલને પણ ભેદી નાંખે છે.

---

૧ પારા–સિન્ધુ–નદીઓનાં નામ છે. અલંકાર ઉત્પ્રેક્ષા છે.

૨ લવણા નદી છે. ઉલપ–ઘાસનું નામછે. તરંગથલિતા=તરંગ (મોજાં) થી લલિત (શોભિતી.)

**वसंततिलका.**

જેનો ઘણો વિકટનાદ, જલે ભરેલા–
ગંભીરમેઘ–ઘન–ગર્જિત–ચંડ છે આ,
પાસેનો જે ભૂધરકુંજ વિષે વધીને
હેરંબ–કંઠ–ઘન–ગર્જિત–તુલ્ય શોભે. ૩[1]

આ અરણ્યમાં ચન્દન, અશ્વકર્ણ, કેસર તથા ગુલાબનાં વૃક્ષની કુંજથી ભરપૂર, તથા પાકેલાં બીલાંની સુગન્ધવાળા, પર્વતોના પ્રદેશ જોઇને, તરૂણ કદમ્બ તથા જાંબુનાં વનની ઘટાથી અંધકારવાળી મહાકુંજોને લીધે ગંભીર થયેલી ગુફામાંથી વહેતા ગોદાવરીના પ્રવાહથી ગાજી રહેલા શ્યામ તથા વિશાલ ઢાળવાળા દક્ષિણારણ્યના પર્વતો મને યાદ આવે છે. વળી, મધુમતી તથા સિન્ધુના સંગમને પાવન કરતા, દેવતાએ પ્રતિષ્ઠ કરેલા, આ ભગવાન્ ભવાનિપતિ સુવર્ણબિન્દુ નામે ઓળખાય છે. (નમન કરતી.)

**गीति.**

જય જય હે જગકર્તા! જય સહુ વિદ્યા વેદતણી ધરતા!
જય રમણીય શશિધારી! જય આદિ ગુરૂ! મદન દહન કરતા! ૪

(જતી હોય એમ નિરૂપણ કરે છે.)

**मालिनी.**

નવજલધર–છાઇ ટોચ દેખાય ભૂરી,—
જહિં મદથકી ગાતી આખું ભાગું મયૂરી,—
શકુનિથી, નીડવૃક્ષો, શ્યામ, તેનાથી કાળો,—
ક્ષિતિધર બૃહદશ્મા રીઝવી આંખ દેતો. ૫[2]

વળી અહીંયાં,

---

૧ જે મેઘના નાદ–જળે ભરેલા–ગંભીર (મન્દ)–મેઘની ઘન ગર્જના જેવો પ્રચંડ છે. ભૂધર=પર્વત. હેરંબ=ગણપતિ. અલંકાર ઉપમા છે.

૨ શકુનિ=પક્ષિ. નીડવૃક્ષ–નીડ (માળો) વાળાં વૃક્ષ. બૃહદશ્મા=બૃહત્ (મોટા) છે અશ્મ (પથરા) જેના એવો બૃહદશ્મા નામનો ક્ષિતિધર–પર્વત.

તરૂણ રીંછ ગુફામાં; શ્લેષ્મવાળાં બરાડે,
પ્રતિરવ થકી શબ્દ સ્થૂલ થૈ બ્હાર આવે;
કરી તરૂ ચીરી નાંખે ગાંઠ ઇથી ઝરંતો,—
શિત, કટુ, ઘન, તુરો સલ્લકીવાસ વ્યાપ્યો. ૬[1]

(આકાશ તરફ જોતી ) અહો મધ્યાન્હ થયા જણાય છે. કેમકે,

શાર્દૂલવિક્રીડિત.

ગંભારી તણું રાજવૃક્ષદલમાં કૌશિકો પેસતાં,
તીરેથી તણું પૂર્ણિકો વિરણુને, પાણી વિષે બેસતાં,
દાત્યૂહો વળી વૃક્ષ નિનિચતણી પેઠે બખોલે બધા,
ઊંચે વેલીવિષે કપોત રડતાં, નીચે રડે કૂકડા. ૭[2]

તેથી માધવ તથા મકરન્દને શોધી કાઢીને આદરેલું કાર્ય પૂર્ણ કરૂં.

(એમ કહી જાય છે.)

इति विष्कंभकः

---

(માધવ અને મકરન્દ પ્રવેશ કરે છે.)

**મક.**—(નિસાસો નાંખતો,)

શિખરિણી.

ન આશા બંધાતી, નથી પડતો ભાગી જડ થકી,
મુઝાતું મોહે આ ચિત, તિમિરમાં પેસતું નકી,

---

૧ શ્લેષ્મ=શળેખમ. પ્રતિરવ=પ્રતિશબ્દ(echo)સલ્લકી—વૃક્ષની જાતિ છે.

૨ ગંભારી, રાજવૃક્ષ, નિનિચ—વૃક્ષનાં નામ છે. દલ=પાંદડાં. કૌશિક, પૂર્ણિક, દાત્યૂહ—પક્ષિઓનાં નામ છે. વિરણુ—હિંદુસ્તાનીમાં જેને "ખસ" કહે છે તે કૌશિક ગંભારીને મુકીને રાજવૃક્ષમાં પેસતાં તેનું કારણ કે ગંભારીને આછાં પાંદડાં હોય છે ને રાજવૃક્ષો ઘટાદાર હોય છે.

થતું છે ના કાંઈ, પશુસમ ઉભા હા ! અહીં અમે,
વિધાતા વાંકો છે, બહુ બહુ વિપત્તિ દિલ દમે. ૮[1]

માધ.—હે પ્રિયે માલતિ ! તું કયાં છે ? આમ અણુચિંતવી અદ્‌ભુત-રીતે તું એકદમ કયાં જતી રહી ? હે નિર્દય ! જરા દયા લાવીને અને આલિંગન દે.

વસંતતિલકા.

ઢીલા સુ-કાંકણુવડે રમણીય દીસે,—
જે મૂર્તિમાન સુમહોત્સવ પેર દીપે,—
એવા કરે પ્રથમ ખુશી થયો ધણો જે,
તે પ્રિય માધવ છું હું, પ્રીતિશું ઉતારે ! ૯

વયસ્ય મકરન્દ ! એનાજેવો પ્રેમ તો જગતમાં મળવો કઠણજ છે.

હરિણી

પલક પલકે વાધી પીડે સદા સ્મર-તાવ તે,
કુસુમ સરખે, વેઠયો અંગે, સુકોમલ, શોભતે;
તૃણસમગણી છાંડી દેવા, કર્યું મન, જીવને;
અધિક કહું શું ? પૂરૂં સાધ્યું કરાર્પણ-સાહસે. ૧૦[2]

વળી— લગન-વિધિ પે'લાં આશા અમારી તજી સહુ;
વિકલ,—હીન તે મર્મચ્છેદે શકે,—કરૂણા ભર્યું,—
રૂદન,—કરતાં એવી એણે ઉંડી પ્રીતિ દાખવી,
સ્મર, સ્મર, રહ્યા જેથી પીડાતરંગ ચિતે ચઢી. ૧૧[3]

---

૧ અમે જેણે મોટું રાજાનું સૈન્ય સેહેજમાં હરાવ્યું તે આજ વિધાતાની આડાઇથી પશુવત્ છીએ. માલતી જીવતી હશે કે નહિં, અથવા એ કયાં છે, એવી કશી તપાસ અમોથી થતી નથી.

૨ કરાર્પણ સાહસે=કરના અર્પણરૂપી વિવાહનું સાહસ કર્યે થકું.

૩ વિકલ—જેમાં સર્વે ગાત્રો શિથિલ થઇ જઇને ભાગી જાય એવું. મર્મચ્છેદે—મર્મસ્થાન જેવાં કે હૃદય વગેરે કોમલ ભાગ—ને છેદવાથી. આ ત્રણે વિશેષણ રૂદનનાં છે.

(પીડા પામતો) અહો,

> હૃદય ન પડે ફાટી દુઃખે, દળાઈ પીડાય છે,
> શરીર સઘળું બ્હેરૂં મોહે, ન શુદ્ધિ તથા તજે,
> અગન મનની બાળે અંગો, ન ભસ્મ કરી મુકે,
> મરમ હણતો દૈવે મારૂં ન જીવિત કાપી લે. ૧૨[1]

મક.—આ દુષ્ટ દૈવની પેઠે સૂર્ય પણ આપણને અનિવાર્ય તાપથી શેકે છે; વળી તારા શરીરની અવસ્થા પણ આવી છે, તેથી આ કમલન સરોવર ઉપર ચાલ એક પળમાત્ર બેશીએ અહીંયાં

**वसंततिलका.**

> ડાંડાપરે કમલ છે જલનાથી ઊંચે
> તેના પરાગથી સુગંધિ થયો અતિશે,—
> કૂદે તરંગ બહુ તેતણી ઝીંણથીજ
> ટાઢો, ધીમો,—રીઝવશે તુજને સમીર. ૧૩[1]

(પરિક્રમણ કરી બન્ને બેસે છે.)

(સ્વગત) હાં એમજ એના વિચાર ફેરવી નાંખું (પ્રકાશ) મિત્ર માધવ!

---

૧ તથા=તથાપિ, તોયે. મરમ=મર્મ—મર્મસ્થના(vital parts)દૈવે =દૈવપણ. હૃદય દળાય છે, પણ ફાટી પડતું નથી કે જેથી કરી સર્વ પીડાની શાન્તિ થાય. મોહથી બેહેર થયેલું શરીર બેશુદ્ધ થાય તો સારૂં કે દુઃખ વિસારે પડે. મનના બળવાથી શરીર બળે છે પણ ભસ્મ થઇ જતું હોય તો સર્વ દુઃખનો નાશ થાય. આ ઠેકાણે નાયકની "વ્યાધિ" દશાનું વર્ણનછે. તેનો અભિનય;—

દુહો.

> મનમાં મૂર્છા વ્યાપની, અગ્નિ બાળે અંગ,
> શિરમાં થાયે વેદના, એ વ્યાધિનાં અંગ. ૨૨.

આ શ્લોકમાં અલંકાર વિશેષોકિત છે. જ્યાં કારણ આપ્યા છતાં પણ કાર્યની ઉત્પત્તિ થતી નથી ત્યાં વિશેષોક્તિ. (મમ્મટ). અહીંયાં હૃદયના દળાવારૂપી કારણ છતાં પણ તે ફાટી પડવાનુ કાર્ય થતું નથી, વગેરે સમજી લેવાં.

૨ કમલ જલનાથી ઊંચાં રહ્યાં છે એમ કહીને સરોવરનું જલ ગ્રીષ્મના તાપથી સુકાવા માડયુ છે એવું સુચવ્યું.

## मालिनी.

જહિં મદકલ-મલ્લિકાક્ષની પાંખ ઉડે,
ધવલ–કમલ–ડાંડા દીર્ઘ, તેથી નમે છે,
અતિ રમણીય ભાગો ભૂમિના એ રસાળ,
ખરિ જઇ ફરી આંસુ આવતામાં તું ભાળ. ૧૪[1]

( માધવ એકાએક ઉભો થાય છે. )

શું બેભાનની પેઠે અહીંથી ચાલી ગયો ! ! (નિસાસો નાંખીને ઉઠતો) મિત્ર ! કૃપા કરીને જો, જો,

## शार्दूलविक्रीडित.

સુગન્ધિ જલ કુંજની નદીતણું વાનીરનાં ફુલથી,
તીરે જુથ ખીલ્યાં રૂડાં જુઇ તણાં ડોલે રહ્યાં વાયુથી,
ખીલ્યા કુટજથી હસંતી ગિરિની ટોચે જઇને અડ્યા
એવા મેઘ, મયૂરનૃત્ય સમયે, ત્યાં બાંધતા માંડવા. ૧૫[2]

વળી, ખીલે ફાટી કલિ કદંબતરૂની શોભા વધે તેથકી,
એવી પર્વતભૂમિ; શ્યામ બનતી સર્વે દિશા મેઘથી;
દીપે કેતક નૂતનાંકુરવડે તીરે નદીને રૂડો;
ખીલ્યાં સર્વ શિલીન્ધ્ર લોધ્ર કુસુમે દીપે હસંતાં વનો. ૧૬[3]

---

૧ મદકલ= મદથી કરીને અતિશય વાચાલ; મદમત્ત. મલ્લિકાક્ષ=એ નામના હંસ થાય છે; તેમની ચાંચ અને પગ ભુરાં હોય છે. આ સરોવરમાં ખરૂં જોતાં ધોળાં કમલ હતાં; પણ મલ્લિકાક્ષ પક્ષિ તેમના ઉપર બેઠેલાં તેથી તે ભુરાં લાગતાં. અને વિશેષે કરીને માધવને તો તેમ લાગેજ કેમકે એની આંખો આંસુથી ઝાંખી પડેલી હતી. ચોથી લીટી તથા "મલ્લિકાક્ષ" એ શબ્દ આ પ્રમાણે અર્થ કરવાથીજ યોગ્યતાવાળાં થાય છે નહિંતો નિરર્થક છે.

૨ વાનીર —વૃક્ષનું નામ છે. કુટજ –ફુલનું નામ છે. ત્યાં–પર્વત ઉપર. મયૂર નૃત્ય કરે છે, મેઘ ચંદરવા બાંધે છે, ને કુટજપુષ્પથી ભરેલી પર્વતની ટોચો નૃત્ય જોઇ હસે છે. હાસ્યની કાન્તિ ધવલ હોવાથી ધોળાં કુટજ ફુલરૂપી હાસ્ય કલ્પેલું છે,(પર્વતની ટોચનું).

૩ નૂતનાંકુર—નૂતન(નવા) અંકુર(કલિયો)—નવી કલિયો.

**માધ.**—સખા ! હું જોઉં છું તો ખરો પણ આ અરણ્યના પ્રદેશની તથા ગિરિભૂમિની રમણીયતા મને પીડા ઉપજાવે છે. અરે આ શું ? (આંસુ પાડતો) અથવા શું બીજું,

## शार्दूलविक्रीडित.

ખીલ્યાં અર્જુન-સર્જ વાસ લઇને વાયુ વહે પૂર્વથી,
વીખેરે બધી ઇન્દ્રનીલ સમી તે કાળી ઘટા મેઘની;—
ભીની ભૂમિથકી સુગંધ નીકળે;—એવા દિનો આવીયા,
છેલા ગ્રીષ્મતણા, વૃષા-પ્રથમના, આનન્દી દીસે ભલા. ૧૭[1]

હે પ્રિયે માલતિ !

મોટા નીલ તમાલવૃક્ષ સરખા જ્યાં મેઘ ભેળા મળે,—
ઠંડા વાયુવડે કણો જળતણા ઊડી બધે ઊછળે,—
જે ઝાઝા મદમત્ત સૌ મયૂરના ગાજી રહી ગાનથી,—
એવી કેમ કરી દિશા નિરખું હું ? જે ઇંદ્ર-ચાપે ભરી.૧૮[2]

(શોક તથા દુઃખ નિરૂપણ કરે છે.)

**મક.**—હવે મિત્રની કોણ જાણે કેવીએ વિપરીત દશા થવા માંડી ! (અશ્રુસમેત)ને વજ્ર જેવો કઠણ થઇને હું તો વિનોદ કરવા મંડયો છું. (નિસાસો નાંખતો) આ પ્રમાણે માધવ સંબંધી સર્વ આશા તો હવે કોરેજ મુકી દેવી જોઇએ. (ભય પામતો, જોઇને) શું એને મૂર્છા આવી ગઇ ! (આકાશ તરફ) અરેરે માલતિ! માલતિ ! ઘણી નિર્દય દેખાય છે; વધારે શું કહું !

---

૧ પ્રથમ બે પંક્તિ તથા ત્રીજી પંક્તિનો પૂર્વાર્ધ એ "દિન" નાં વિશેષણ રૂપે છે. અર્જુન, સર્જ—વૃક્ષનાં નામ છે. ઇન્દ્રનીલ—નામનો મણિ થાય છે; તે શ્યામરૂપ હોય છે. વૃષા-પ્રથમના=વર્ષાઋતુની શરૂઆતના.

૨ ઇન્દ્રચાપ—ઇન્દ્રનું ચાપ—ધનુષ્ય ( rainbow ) ૧૭ મા શ્લોકમાં કામોદીપક વર્ષાઋતુ બેઠી એવો અર્થ કર્યો છે, ને આ શ્લોકમાં કેહે છે કે હવે હે પ્રિયે તારાવિના એ ઋતુ કેમ વીતશે?

### વૈતાલીય.

ગણ્યોમાં નહિં બંધુ બાંડુ તેં,
પ્રિય-અર્થે વળી કીધું સાહસે,
ન દીસે કંઈ વંક તેતણો,
સખિ! આ શો ક્રમ[1] ક્રૂરતા ભર્યો ! !　　　　૧૯

શું હજુપણ હાલતો નથી ! અરેરે દુષ્ટ દૈવે મને લુંટી લીધો.

### मंदाक्रान्ता.

મુઝાયે છે હૃદય અતિશે, માડિ ! ગાત્રો ગળે છે,
સંસારે સૌ ઉજડ દીસતો, ચિત્ત મારૂં બળે છે,
ધૂજંતો આ ગહન તિમિરે ડુબતો જીવ જાય,
દુર્ભાગી હું કરૂં શું ? સઘળે મોહ અંગે ભસય.[2]　　　　૨૦

અરે રે

### रथोद्धता.

બન્ધુને મન પુનેમ કાર્તિકી,
માલતી-નયનનો અમિનિધિ,
તેજ આજ મકરન્દ-હર્ષદ,
લોકરત્ન અહિં પામતો લય.[3]　　　　૨૧

હા ! વયસ્ય માધવ !

---

૧ ક્રમ—આચરણ—( course ).

૨ "રે માડિ" એમ કહીને હૃદયની વેદના, હૃદય મુઝાવાથી પીડા, ગાત્ર ગળવાથી અસુખ, સંસાર ઉજડ જણાવાથી નિર્વેદ, ચિત્ત બળવાથી ચિંતાગ્નિનો દાહ, આત્મા અંધકારમાં ડુબીજવાથી ગ્લાનિ, બધે મોહ—મૂર્છા—વ્યાપવાથી મોહ, શું કરૂં એમ કર્તવ્યકર્મ ન સુઝવાથી દીનતા, એમ વિવિધ અવસ્થા બતાવેલી છે.

૩ કાર્તિકી પુનેમને દીવસે કૌમુદી—મહોત્સવ નામનો મોટો ઉત્સવ થાય છે. અલંકાર રુપક છે. ઉપમાન અને ઉપમેય વચ્ચે અભેદ હોય તે રુપક (મમ્મટ.) અહીંયાં માધવ—ઉપમેય—તથા કાર્તિકી પુનમે, અમિનિધિ—ઉપમાન—વચ્ચે ભેદ નથી. એજ પ્રમાણે બીજાં પણ સમજવાં.

**वसंत तिलका.**

ગાત્રે સુચન્દન હતો, શરદેન્દુ આંખે,
આનન્દ-હેતુ મનનો મમ તું હતો જે,
તે કાન્તિવાન જન કારણ વિણુ લેતાં,
કાળે હર્યું જીવિત, હું મરતો અહીંયાં. ૩૨[1]

(અટકીને જોતો.)

**अप वक्त्र.**

અકરૂણ કર તું સ્મિતોજ્વલા
દશા, અતિદારૂણ ! બોલ એકદા,
સહચર અનુરક્ત જે ઘણો,
પ્રિય મકરન્દ ન કેમ તેં ગણ્યો ? ૩૩[2]

( માધવને ભાન આવે છે.)

**મક.**—(સાસ ભર્યો) તરતજ ઘોયેલા રાજપટ્ટમણિ જેવો શ્યામ તથા શોભાયમાન નૂતન મેઘ વર્ષાદના ઝાપટાથી પ્રિયમિત્રને જીવાડશે. સદ્‌ભાગ્યે એને ભાન આવ્યું દીસે છે.

**માધ.**—તેથી આ વનમાંથી મારી પ્રિયાને કોની સાથે સંદેશો મોકલું ? ( જોઇને ) ઠીક છે.

**मालिनी.**

ફલપરિણુતિ-કાળી જાંબુની કુંજ પાસે,
લઘુ-વીચીસહ વ્હેતી, ઉત્તરે તે નદીને,

---

૧ અલંકારને માટે જુવો ટીકા સ્લોક ૨૧ મા ઉપરની. છેલ્લી બે લીટીમાં વળી વિશેષાલંકાર છે. જ્યાં એક કાર્ય કરતાં કરતાં તેની તેજ રીતે બીજું અશક્ય કાર્ય પણ સિદ્ધ થાય તે ત્રીજા પ્રકારનો વિશેષ. (મમ્મટ.) અહીંયાં માધવને ઉપાડી લેતાં મકરન્દનો જીવ હરી લેવાનું અશક્ય કાર્ય પણ સધાયું, માટે વિશેષ.

૨ દશા=દૃષ્ટિ. આ તથા આગળના ચાર સ્લોકમાં કરૂણા રસ છે. તે ઇષ્ટનાશથી ઉત્પન્ન થયેલો છે. આલંબન માધવ છે. ઉદ્દીપનાદિક આગળની પેઠે સમજવાં.

બહુ બહુ રૂપ લેતો, શ્યામ તાપિચ્છ જેવો,
નૂતન ઘન ચઢ્યો આ અદ્રિ-ટોચે રૂપાળો. ૨૪[1]

(એકદમ ઉભો થઇને મેઘની સામે હાથ જોડી.)

### मंदाक्रान्ता.

ભેટે છે શું પ્રિયસહચરી વીજળી ? કાન્તિવાળા !
સેવે છે શું પ્રીતિ જણવતા ચાતકો સૌ રૂપાળા ?
મીઠી સેવા થકી સુખ તને પૂર્વ વાયુ કરે છે ?
શોભિતું શું સુરપતિધનુ અંગકાંતિ ભરે છે ? ૨૫[2]

(સાંભળીને) પ્રતિશબ્દથી ગુફાઓ ગાજી રહેલી તેથી આનન્દ પામી ડોક ઉંચી કરતા મયૂરના ટુહૂકારથી મિશ્ર, ગંભીરગર્જનાવડે એ મારો આદર કરે છે, તેથી યાચના કરૂં. ભગવન્ જલધર !

### मन्दाक्रान्ता.

સારે ભાગ્યે, જગત ફરતાં, દેખું જો પ્યારી મારી,
ટાઢી પાડી પછીથી સઘળી વાત કે'જે વિચારી,

---

૧ ફલ-પરિણતિ-કાળી=ફલની પરિણતિ—પાકવું—તેથી કાળી—પાકેલાં જાંબુને લીધે શ્યામ દીસતી. વીચી=મોજાં-, છોળો- અદ્રિ—પર્વત

૨ સહચરી—સહચર—મિત્ર—નું સ્ત્રીલિંગ—પત્ની- સુરપતિધનુ-સુરપતિ (ઇંદ્ર) નું ધનુ—ધનુષ—ચાપ=ઇંદ્ર ધનુષ (rainbow.) પોતે વિરહી છે અને પ્રિયાને મળવાને આતુર છે- માટે પ્રથમ મેઘની તેની પ્રિયાની ખબર પુછે છે- ધ્વનિ—પ્રિયાના સમાગમના સુખના, તથા વિયોગના વિકટ દુઃખનો તને અનુભવ છે કે નહિં, જે હું મારૂં દુઃખ તારા આગળ તે પ્રમાણે રહું. ચાતકો તને સેવે છે કે નહિં એ પ્રશ્નનો ધ્વનિઃ—તારી પાસે માગણો આવે છે કે નહિં ? જો ન આવતા હોયતો દાનની રીત ન જાણનારા પાસે મારી યાચના અફલ જાય. ત્રીજી લીટીમાં એનો સખાવી કોણ છે તે પુછ્યું છે ને ચોથી લીટીમાં એનાં આભૂષણાદિક પુછ્યાં છે. આ પ્રમાણે પ્રશ્નો પૂછીને મેઘ સંદેશો લેઇ જવાને લાયક છે કે નહિં તેનો માધવે નિર્ણય કરી લીધો.

આશા—તુ તું, કથન કરતાં, તોડતો ના જરાયે,
દીર્ઘાક્ષી, એ, જીવતી રહી છે આશ ધારી સદાયે. ૨૬[1]

(હરખાતો) આતો ચાલ્યો; તેથી ભાવ હવે બીજે ક્રમે જાઉં.

**મક.**—(સાભિપ્રાય) અહો હવે તો વળી ઉન્માદ-રાહુ માધવ-ચન્દ્રને ગળવા મંડયો. હે તાત! અરે માતા! હે ભગવતિ! અમારૂં રક્ષણ કરો, માધવની આ અવસ્થા જુઓ.

**માધ.**—ધિક્કાર છે આવા પ્રમાદને કે,

उपजाति.

નવી કળી લોધ્રનીએજ કાન્તિ,
કુરંગીએ દૃષ્ટિ, ગજે ધીમી ગતિ,
લિધી લતાએ મૃદુતા, પ્રિયાને
ન્હેંચી લિધી છે વનમાં હણીને. ૨૭[2]

રે પ્રિયે માલતિ!

**મક.**—

मालिनी.

સુહૃદ ગુણનિધિ જે, પ્રાણનો નાથ, પ્યારો,
ધૂળ માં હું રમતા'તા ત્યારથી મિત્ર મારો;
પ્રિય-વિરહથી આધિવ્યાધિવેગે ઝુરે તે,
ધિક હૃદય તને રે ફાટી તું નાં પડે છે. ૨૮

**માધ.**—આ જગત્માં વિધાતાની રચેલી વસ્તુઓ એકેકને ઘણીએ વાર મળતી આવે છે.[3]—હવે તો એમજ કરવું.(મોટે સાદે) અરે આ અરણ્યનાં વાસી સર્વ પ્રાણિઓ! હું તમને નમન કરીને વિજ્ઞાપના કરૂં છું તે ઉપર એક પળમાત્ર ધ્યાન આપવાનો ઉપકાર કરો

---

૧. સારે ભાગ્યે—કેમકે માલતી જીવે છે કે નહિં તે પોતે જાણતો નથી. જગત ફરતાં—તારે બધા વિશ્વમાં ફરવાનું છે, તો માંયથીમાંય મારૂં આટલું કામ કરજે. "દીર્ઘાક્ષી" એમ કહીને ગુણકીર્તન કર્યું છે. માધવ આ ઠેકાણે ઉન્માદાવસ્થામાં છે. ૨ કુરંગી—હરણી.

૩ પોતે કરેલા "ન્હેંચી લીધી છે વનમાં વ૦" શંકાને દૂર કરેછે.

शिखरिणी.

તમે, સર્વે અંગે સહજ—રમણી એ કુલવધૂ,
અહીં બેઠાં દીઠી ? વિદિત અથવા કે કયમ થયું ?
સુણો રામાકેરી વય વળી અવસ્થા સહુ તમે,
મને વૃદ્ધિ પામ્યો મદન, શરીરે મુગ્ધજ રમે  ૨૯[1]

અરેરે,

स्रग्धरा.

નાચે માંડી કળાને મયૂર, વચન તો ડુબતાં ટૂહુકારે,
નાચે ડોળા મદે, ને પ્રમુદથી વિચરે પ્યારી પાસે ચકોરે,
બેઠો આ વાંદરો તે કુસુમરજથકી વ્હાલીના ગાલ છાય,
કોને યાચું ? કહીએ અવસર નહિં આ યાચવાનો જણાય.૩૦[2]

વળી, આ વાંદરો,

वसंततिलका.

જ્યાં હોઠની અરૂણતા થકી દાંત રાતા,
કાંપિલ્લ ફુલથકી ગાલ જણાય રાતા,—
પાકી ફુટેલ શુભ દાડિમ જેવું રાતું,—
મોઢું ઊંચું કરી ચુમે નિજ પ્યારી કેરૂં.  ૩૧[3]

---

૧ સહજ રમણી—સહજ—પ્રકૃતિથીજ—કાન્તિવાળી. મદનના વ્યાપાર એના મનમાં તો ઝાઝા ગહન, ગંભીર અને ઉંડા છે, પણ એને અંગે કામનો આવિર્ભાવ અતિમુગ્ધ છે; અર્થાત્ એની વય તો ઘણી નાની છે—મુગ્ધા છે—પરંતુ કામકલામાં એ ઝાઝી નિપુણ–પ્રૌઢા–છે. "સર્વે અંગે સહજ–રમણી" એ શબ્દોથી તથા ચોથી પંક્તિથી એને ઓળખવાની નીશાની બનાવી છે. તેમજ "કુલવધુ" એ શબ્દથી એનામાં ઉદ્ધતાઇ કે દુરાચરણનો અંશ નથી એમ બનાવ્યું છે-"અહીં બેઠાં" એ શબ્દોથી એમ બતાવ્યું કે તમે આ જગાની સર્વ ગલીગુંચીથી માહીત છો એટલે તમેજ એની ખબર આપી શકશો.

૨ ચકોરે—ચકોર પણ. સર્વે પશુપક્ષિ પોતાની કામક્રીડામાં ગુંથાયાં છે એટલે મારી પ્રાર્થના સાંભળતાં નથી તેથી કોને યાચું

૩ દાડિમની છાલ જરા શ્યામવર્ણ–મિશ્ર લાલ હોય છે ને તે જ્યારે પાકીને ફુટયું હોય ત્યારે તેમાં રાતાં બીજ ચળકે છે. આ પ્રકારનું આ વાનર અંગનાનું મુખ હતું. બાહ્યવર્ણ કાંપિલ્લ ફુલથી થયો હતો અને બીજને ઠામે રકત દાંત હતા.

આ હાથી પોતાની પ્રિયાને ગળે સૂંઢ નાંખીને ઉભો છે. અહો અહીંયાં પણ યાચવાનો અવસર જણાતો નથી !!

શાર્દૂલવિક્રીડિત.

આંખો ચેળ થયાથી પ્યારી મીંચતી તેને ઘસે દાંતથી,
વારંવાર હલાવી કાન કરતા એને ખુશી વાયુથી,
ખાતાં બાકી નવીન સલ્લકીતણાં પત્રો પ્રિયાને ધરે.
આવું મત્ત–મતંગ ધન્ય વનનો, વિશ્વાસ લેવા કરે!! ૩૨[1]

(બીજે ઠામે જોઈને) વળી આ તો,

શાર્દૂલવિક્રીડિત.

ગાજે વાદળ તોય, મન્દ, કરતો હુંકાર છે ના જરી;
પાસેના સરમાંથી ખાય નહિં એ શેવાળ ભેગી કરી;
સુકાયો મદ, ચૂપ ષટ્પદ થયા, છે દીન તેથી થયો;
સાચે પ્યારી–વિયોગ–વિહ્વલ થયો હાથી સુકાયે રહ્યા.૩૨[2]

તેથી એને પીડવા જવું નહિં. પોતાની પ્રિયાને પોતાના કંઠની ગર્જનાનો ગંભીર તથા મધુર ધ્વનિ સંભળાવતો આ બીજો ગજયૂથનો મદોન્મત્ત ગજરાજ, નવા ખીલેલા કદંબના સંસ્પર્શથી શીતલ તથા સુગન્ધિ થયેલા પોતાના વિશાલ કુંભસ્થળમાંથી વેહેતા મદરૂપી સુવાસિત કાદવવાળા સરોવરમાં, ખીલેલા કમલવનમાંથી કમલ પાંદડાં, રેષા, દંડ, ગર્ભ, કન્દ, તથા કોમલઅંકુરસર્વેચુંટીનેઉછાળતે ઉછાળતે,–વારંવાર હાલતા સુંદર કાનના નૃત્યથી વિખેરાઈ જતાજલત-રંગને ધૂમસના આકારમાં વિસ્તારતે વિસ્તારતે,–તથા સઘળાં કુરર અને સારસપક્ષિને ભડકાવીને ઉરાડી દેતે દેતે,–નહાતો નહાતો વિ-

૧ મતંગ–હાથી વિશ્વાસ લેવા–પોતાની પ્યારીનું મન હરી લેઈ તેનો વિશ્વાસ પોતાના ઉપર બેસાડવા સારૂં. આમ વિશ્વાસ આવવાથી નવી વહુ નિઃશંક કામવ્યાપાર કરે.

૨ મન્દ–હુંકારનું વિશેષણ છે. સર–સરોવર. ષટ્પદ–ભમરા. મદ સુકા-વાથી ચિંતા બતાવી છે. મદ સુકાવાથી ભમરા નાશી ગયેલા.

હાર કરે છે. તોયે લાવ એને કહું તો ખરો. ભાગ્યશાલિ ગજરાજ! તારા જોબનને ધન્ય છે! તારી પ્રિયાનું મન હરણ કરવામાં પણ તું કુશલ જણાય છે. પરંતુ, ( ઠપકો દેતો હોય એમ )

### शार्दूलविक्रीडित.

ભોધ્યું કંદ લીલાથી પંકજનું તે ખાઇ રહીને કર્યા,
મોટાં અંબુજથી સુગન્ધિ જલના ઝાઝા ભલે, કોગળા;
છાંટયું નીગળતી સૂંઢે જલ ભલે, તોયે વિરામે જતાં,
સીધા-નાલ-સમેત પદ્મ-દલનું પ્રેમે ધર્યું છત્ર ના. ૩૪[1]

શું અપમાનથી નાખુશ કરીને ચાલવા લાગ્યો! અરેરે હું જ મૂર્ખ કે આવા વનચરને મિત્ર મકરન્દને કેહેવા યોગ્ય વચન કહું છું. હે પ્રિય મિત્ર!

### शार्दूलविक्रीडित.

ધિક્કારૂં જીવવા રૂપી દુખ બધું જો એકલો હું જીવું,
ધિક્કારૂં અનુભાવથી નિરખું જે કાન્તિ ખુશીથી ન તું,
જે દિને નહિં સંગ હોય પ્રિય તું જાણું બળ્યો દિન તે,
દેખું જે મૃગતૃષ્ણિકા મુદતણી માનું નકામીજ તે. ૩૫

---

૧ નાલ—દંડ. પદ્મદલ—કમલનું પાંદડું. વિરામે=અંતે સીધા દાંડાવાળા કમલના પાંદડાનું છત્ર તેં છેલીવારે ધર્યું નહિં. એટલી તારી કામક્રીડા કરવામાં હજુ કચાશ છે.

૨ જીવવારૂપી દુઃખ—જીવવું તેજ દુઃખ. અનુભાવ—મનમાં વિભાવને લીધે—કોઈ સુંદર વસ્તુ જોવાને લીધે-ઉત્પન્ન થતા ભાવનું, આંખની ચેષ્ટા, હાથની ગતિ વગેરેથી જણાઇ આવવું તે. આવા અનુભાવ સમેત, ખુશી થઇને, જે કાન્તિ-સુંદર વસ્તુ-(beautifnl object) તું જોતો નથી—અર્થાત્ જે જોવામાં તું મારી સાથે નથી-તેને હું ધિક્કારૂં છું. મૃગતૃષ્ણિકા—ખારવાળી જમીનઉપર સૂર્યના, મધ્યાન્હ સમયે કિરણો પડવાથી દૂર પાણી ભરેલું હોય એવું લાગે છે. આ પાણી પીવાને સારૂં તાપે બળેલાં હરણો દોડે છે. જેમ હરણ પાસે જાય તેમ પાણી દૂર જાય છે, તે અંતે એટલે સુધી કે હરણ થાકીને મરી જાય છે. આ જલને મૃગ (હરણ) ની તૃષ્ણા (તરશ)—મૃગ-

**મક.**—ઉન્માદથી થતા મોહને લીધે મન્દ પડી ગયેલો પણ, એના મનમાંનો મારા તરફ સહજ પ્રેમનો સંસ્કાર કોઈક વ્યંજનાને લીધે જાગૃત થયો દીસે છે; ને તેથી હું દૂર છું એમ એ ધારે છે.[1] (આગળ ઉભો રહીને) તારી પાસેજ રેહેનાર દુર્ભાગી મકરન્દ આ રહ્યો.

**માધ.**—પ્રિય વયસ્ય! મને આલિંગન દે. પ્યારી માલતી પ્રત્યે નિરાશ થઈ જઈને હું હવે પરિશ્રાન્ત થઈ ગયોછું.(એમ કહી મૂર્ચ્છા પામેછે.)

**મક.**—(હર્ષથી) મારા પ્રાણનાથને આ ભેટું છું. (જોઇને ખેદ પામતો) અરેરે! મને ભેટવાની ઉત્કંઠા દર્શાવતામાંજ અચેત થઈને પડયો!! તેથી હવે આશારૂપી દુઃખ વેઠવું નકામુંજ છે. મારો મિત્ર મને કદિ મળનાર નથી એમજ ધારવું યોગ્ય રહ્યું. અહો પ્રિયમિત્ર!

### वसन्ततिलका.

મેં પ્રેમના જ્વરથી તપ્ત મને સદાયે,—<br>
તારી અકારણવિપત્તિ ગણી વધારે,—<br>
ત્યારે થતા ભયથી કાંપી જતું શરીર,—<br>
તે સર્વ એકદમ શાન્ત થયુંજ, વીર! ૩૬

મિત્ર! એવા એવા પણ એ ગયા દિવસોજ સારા હતા કે જેવામાં હું તને દુઃખી અવસ્થામાં પણ જોઈ શકતો. હવે તો,

### शालिनी.

કાયા બોજો, જીવ છે વજ્રમેખ,<br>
ખાલી દિશા, ઇન્દ્રિયો વ્યર્થ છેક,

---

તૃષ્ણા—કહેછે, મુદ—આનંદ—આવો આનંદ—જોકે ને મારે મન તો મૃગતૃષ્ણા જેવો છે, કેમકે મને આનંદ થવો અશકય છે—તોયે એ મૃગતૃષ્ણારૂપ આનંદને હું તારાવિના નકામો માનુંછું.

[1] સંસ્કારને માટે જુવો પાને ૬૯ મે નોટ ૧ વ્યંજના—કોઇપણ ગઈ વાતની સ્મૃતિ કરાવવાર ચિન્હ સંસ્કારને સ્મૃતિના રૂપમાં આ ઠેકાણે વ્યંજનાએ જાગૃત કર્યો. મકરન્દની પ્રતિનો સંસ્કાર આમ જાગૃત થવાથી મકરન્દ માધવને સાંભર્યો; એટલે એ મકરન્દવિષે વિચાર કરવા લાગ્યો.

ચાલ્યો તું ને કાળ મુને દમે છે,
અંધારામાં સૃષ્ટિ આખી ભમે છે. ૩૭

( વિચાર કરતો ) ત્યારે શું માધવના અસ્તનો સાક્ષી થવા માટે હું જીવું છું ? લાવ આ પર્વતની ટોચ ઉપરથી પાટલાવતીમાં ભુશકો મારીને માધવના પેહેલોજ મરૂં.[2]

( જરા પરિક્રમણ કરીને, પાછો ફરી કરૂણાથી નિહાળતો )

અરે રે,

### शार्दूलविक्रीडित.

જેના ઉપર, વિસ્મયે વિકસતી,–પ્રીતિ નવી જે થતી
તેના વિભ્રમનાથી વ્યાકુલ થતી,–દષ્ટે જુવે માલતી,
તે, આજે, જરિ નીલ–પંકજસમું એનું વપુ આ રહ્યું,
જે મારા દઢ ભેટવાથી પણ ના થે તૃપ્ત ટાઢું થતું. ૩૮

આશ્ચર્ય કે, આ શરીરમાં બાળપણથીજ આટલા બધા ગુણ ભેગા મળ્યા ! ! મિત્ર માધવ !

---

૧ હવે, તું મરી ગયો તેથી મારૂં શરીર મને ભાર થઇ પડયું છે: તેથી તે ધારી રહેવું અશકય છે. મારો જીવ જતો નથી પણ ઉલટો દુઃખે દમે છે તેથી વજ્રની મેખ જેવો લાગેછે. આવું કહીને ચિન્તા દર્શાવી છે. દિશાઓ ખાલી છે એ વાક્યથી જડતા બતાવી છે. "ઇન્દ્રિયો વ્યર્થ છે"–બાહ્ય પદાર્થને ઓળખીને તેનુ ગ્રહણ કરવાને અસમર્થ–એ વાક્યથી દીનતા બતાવી છે. જેમ જેમ કાળ જાય છે તેમ તેમ મારી પીડા વધે છે તેથી કાળ પણ મને દુઃખ દે છે. બધો સંસાર પણ અંધકારમય છે એટલે તારા વિના મારાથી જીવાનાર નથી. ન્યાયશાસ્ત્રપ્રમાણે માનેલા નવ દ્રવ્યમય જગતના મુખ્ય દ્રવ્યના લોપ આ શ્લોકમાં સુચવ્યા છે. પૃથિવ, પાણી, તેજ, વાયુ, આકાશ, દિશા, કાળ, આત્મા, ને મન એ નવ દ્રવ્યમાંથી કાયાવડે કરીને પૃથિવનો, જીવ વડે આત્માનો, દિશાવડે દિશાનો, ઇન્દ્રિયોવડે ઇન્દ્રિયોનો, કાળવડ કાળનો, ને સૃષ્ટિ સમસ્તથી કરીને ન્યુનાધિક–દ્રવ્યાત્મક વસ્તુ–સમૂહનો લોપ દર્શાવી દીધો છે.

૨ મકરન્દનાં આ વચનો વ્યાધિદશામાં બોલેલાં છે. પાટલાવતી–એ નામની નદી.

### શાર્દૂલવિક્રીડિત.

ખીલ્યો પૂર્ણ કલાથી નિર્મલ શશી, તેવો ગળ્યો રાહુએ,
છાયો મેઘ ઘણો ઘણો ઘન થઇ, વિખેરિયો વાયુએ,
બેઠાં જ્યાં ફૂલ શોભતાં તરૂવરે, તેવું દવે તે બળ્યું,
માથાનો મણિ તું થયો જગતના, કે મોત લેઈ ગયું. ૩૯[1]

તેથી આવી સ્થિતિમાં પડેલા પણ મારા મિત્રને હું ભેટી લેઉં, એણે હવણાંજ એવી ઇચ્છા પણ જણાવી હતી. (આલિંગન કરતો) હે વિમલ વિદ્યાનિધિ! ગુણવાન! માલતીના વરેલા પ્રાણજિવન! કામન્દકી તથા મકરન્દને આનન્દ આપતા વદન-ચંદ્રવાળા! મિત્ર માધવ! તારી છેલ્લી ઘડીએ તેં યાચેલું, તથા આ જન્મમાં છેલ્લુંજ આ મકરન્દના હાથનું આલિંગન. હવે મકરન્દ એક ક્ષણવાર પણ જીવશે એમ ના ધારતો.

---

૧. મતલબ એવી છે કે કોઇપણ વસ્તુ પોતાનાથી થઇ શકાય તેટલી શ્રેષ્ઠ થનાવાંતજ નાશ પામી જાય એ ઘણું ખેદકારક છે. આ શ્લોકની પ્રથમ ત્રણ પંક્તિમાં દૃષ્ટાન્તાલંકાર છે. ઉપમેય તથા ઉપમાનનો સાધારણ ધર્મ બિંબ પ્રતિબિંબ ભાવથી એકેકને મળતો હોય ત્યાં દૃષ્ટાન્ત. (મમ્મટ). સાધારણ ધર્મના બે શબ્દ તો જુદાજ હોય પણ તેમના અર્થથી કરીને સામ્યની પ્રતીતિ થતી હોય તેનું નામ બિંબ પ્રતિબિંબ ભાવ. બે જુદાં જુદાં વાક્યમાં સાધારણ ધર્મ ભિન્ન છતાં પણ તેમના અર્થ ઉપર વિચાર કરતાં સામ્યતા નીકળે અને ઉપમા ઉત્પન્ન થાય તે દૃષ્ટાન્ત. અહીઆં તું જગતના માથાનો મણિ થયો કે મોત લેઇ ગયું એનો એજ અર્થ ઉપરનાં ત્રણ વાક્યમાં છે. ચન્દ્ર પૂર્ણકલાવાન્ થયો કે રાહુએ ગળ્યો—પૂર્ણિમાને દિને ગ્રહણ થાય છે. એમજ બીજાં વાક્ય લેવાં.

અહીંયાં ગળવાની ને લેઇ જવાની ક્રિયા શબ્દથી તો એક નથી પણ અર્થથી એક નીકળેછે માટે દૃષ્ટાન્ત. વળી પ્રત્યેક લીટીમાં વિષમાલંકાર છે. લક્ષણાદિક આગળની પેઠે જાણી લગાડી લેવાં. જુવો નોટ ૧ પાને ૫૦ મે શશીનું પૂર્ણ થઇ ઉગવું ને રાહુએ ગળાવું એ યોગ અઘટતો છે માટે વિષમાલંકાર તેમજ બાકીની લીટી સમજવી. આવી રીતે અન્યોન્યના આશ્રયવિનાના બે અલંકાર, કે વધારે અલંકાર, ભેગા મળે તેને સંસ્કૃત પંડિતો "સંકર"નથી કહેતા પણ "સંસૃષ્ટિ"—માત્ર સંમિશ્રણ, ખીચડી કેહે છે.

वसंततिलक वृ.

સાથે રહી જનમથી, મુજ સાથ પ્યારા !
માતાતણા પયનીં પીધીં સદાય ધારા;
શ્રાદ્ધાંજલિ, કમલમુખ ! દીધી સગાંએ,
તું એકલો પીંઊ હવે, નહિં તેમ છાજે. ૪૧[1]

( રડતો રડતો એને મુકી દેઇને પરિક્રમણ કરી ) આ નીચે પાટલાવતી રહી. હે નદિ ! જ્યાં પ્રિયમિત્રનો જન્મ થયો હોય ત્યાંજ મારો જન્મ થજો કે હું ફરીથી પણ એનો મિત્ર થઇને રહું.

( એમ કહી પડવા જાય છે. )

( સૌદામિની પ્રવેશ કરે છે. )

सौदा.—[ વારતી ] પુત્ર ! સાહસ મા કર.

मक.—[જોઇને] અરે! તમે કોણ છો ? અને મને શા માટે વારો છો?

सौदा.—આયુષ્મન્ ! તુંજ મકરન્દ કે નહિં !

मक.—હા હુંજ એ અભાગિયો મકરન્દ, ચાલો, મને પડવા દો.

सौदा.—પુત્ર ! હું યોગિની છું અને માલતીની ખબર લાવી છું.

( એમ કહી બોરસળીની માલા બતાવે છે. )

मक.—(સાસ ભર્યો, દયામણે મોઢે) આર્યે ! શું માલતી જીવે છે ?

सौदा.—હા. પણ વત્સ માધવને એવું શું થયું છે કે તું આવું અનિષ્ટ કાર્ય કરવા તત્પર થયો હતો, એ વિચારથી મારૂં હૃદય કંપે છે. માધવ કયાં છે ?

मक.—આર્યે ! હું એને મૂર્છામાં મુકીને વિરાગથી આવતો રહ્યો છું. તેથી આવો, જલદી તપાસ કરીએ.

( એમ કહી ઉતાવળથી પરિક્રમણ કરે છે. )

माघ.—(હોશીયાર થઇને) અહો ! મને કોઇકે જગાડયો હોય એમ મને લાગે છે. ( વિચારીને ) જરૂર, નવા જલધરનાં જલબિંદુ સમેત પવનનુંજ મારી અવસ્થા ન ગણુકારીને કરેલું આ કાર્ય હશે.

---

૧ શ્રાદ્ધાંજલિ—શ્રાદ્ધ કરતાં આપેલા પાણીના ખોબલા. કમલમુખ—કમલના જેવું છે મુખ જેનું એવો.

**મક**.—(જોતો) સદ્‌ભાગ્યે મિત્રને ફરીથી ભાન આવ્યું જણાય છે.

**સૌદા**.—[જોતી] તમારા બન્નેના શરીરનો આકાર માલતીએ કહ્યો છે તેવોજ છે.

**માધ**.—ભગવન્ ! પવન !

**હરિણી**

જલધર બધાં ખેંચી જા તું, ખુશી કર ચાતકો,
નચવી મયૂરો ગાતા તાને, ખિલાવજ કેતકો,
વિરહિજન જે મૂર્છા પામી, રમે દુખ વિસરી
અકરૂણ ? ચહે શું તું તેને દુખી શુધ દે કરી ? ૪૧

**મક**.—જીવમાત્રને જીવાડનાર વાયુએ ઠીક કર્યું.

**માધ**.—તોયે હે વાયુદેવ ! તમારી પ્રાર્થના કરૂં છું કે,

**સંતાતિલકા**.

ખીલ્યા કદંબની પરાગની ધૂળ સાથે,
જા જીવ તું હરી રહી મુજ પ્યારી જ્યાં છે;
કે પ્યારીના દિલની વાસથી ખુબ ટાઢું
તું કાંઇ આપ મુજને, મુજ સ્હાય છે તું. ૪૨[1]

( હાથ જોડીને નમસ્કાર કરે છે. )

**સૌદા**.—કંઇ નિશાની આપવાનો આજ યોગ્ય અવસર છે.

( એના જોડેલા હાથની પોશમાં બોરસળીની માલા મુકે છે. )

**માધ**.—(હેતુગર્ભ વિસ્મય તથા આનંદ પામતો) અહો ! મેં મારે હાથે રચેલી, તથા પ્રાણપ્યારીના સ્તનઉપર રહી રહીને હઠીલી થઈ ગયેલી[2] કામદેવના મંદિરના આંગણામાં ઉગેલા બોરસળીના વૃક્ષનાં ફુલની શું આજ એ માલા ! (હરખથી નિહાળતો) એમાં સંદેહ શાનો ? કેમકે, આજ એ માલા કે જેનો,

---

૧ પરાગ—ફુલમાંની રજ, તે રૂપી ધુળ. જીવ પરમાણુરૂપ (કણુરૂપ) હોવાથી ધુળના કણ સાથે સેહેજ ચાલ્યો જશે એટલે તેને પ્રયાસ પડનાર નથી.

૨ હમેશાં સ્તન ઉપર બેશીબેશીને એટલી હઠીલી થઈ ગયેલી કે બીજે ઠેકાણે જાયજ નહિં.

### वसंततिलका.

નાના શશી સમ રૂડું મુખ એનું જોતાં,<br>
હેલાથી વ્યાપતું કુતૂહલ ઢાંકી દેતાં,<br>
વાંકાં ચુકાં ફુલથી ભાગ ગુંથેલ તેએ,<br>
સંતોષ પામી ગઇ લેઈ લવંગિકાએ. ૪૩[1]

( હર્ષ પામતો ગાંડાની પેઠે ઉભો થઇને ) પ્રિયે માલતિ ! હવે પકડાઇછું. (કોપાયમાન થઇ ગયો હોય એમ) અરે મારી અવસ્થા ન જાણનારી !

### शिखरिणी.

જતો જાણે આત્મા, સુતનુ ! મન જાણે જતું ફુટી,<br>
બળે અંગો જાણે, જતું સમીપ અંધારૂં પસરી;<br>
ત્વરા આ વેલાએ કરવી, નહિં હાંસિ, પ્રિયતમા !<br>
મળા ચક્ષુ ટાઢાં કર, તું નહિં થા નિર્દય જરા. ૪૪[2]

---

૧ શ્લોકની ઉપરના "કે જેનો" એ શબ્દો આ શ્લોકની ત્રીજી લીટીમાંના "ભાગ" શબ્દ સાથે જોડવા. આ શ્લોક પૂરો સમજવાને સારૂં પ્રથમ અંકનો વૃત્તાન્ત યાદ આણવાની જરૂર છે. માલતીના મુખતરપ જોવાથી માધવે માલા અખડાબખડી ગુંથી હતી, અને તેવી માલા માગી લેઇને લવંગિકા સંતોષ પામી હતી. આવોજ અર્થ આ શ્લોકમાં પણ છે. હેલા—શૃંગાર રસમાં થવા ઉલ્લાસને લીધે સહસાજ,—કારણ વિના, માત્ર પ્રીતિથીજ—કંઇપણ કાર્ય તરફ પ્રવૃત્તિ થાય તે. આ હેલાને લીધે જે ઊત્કંઠા થાય તેને ઢાંકી દેવાનો—ન બતાવવાનો—પ્રયત્ન કરતે કરતે. આવી જાતની હેલા તથા ઉત્કંઠા એનું ચંદ્રવદન જોવાથીજ થયેલાં. લવંગિકાએ=માલતી તો, પ્રેમમાં ને પ્રેમમાં એવાથી પણ સંતોષ પામેજ, પણ લવંગિકાએ પામી.

૨ આત્મા જવાથી શૂન્યતા, મન ફુટવાથી મોહ, અંગ બળવાથી વ્યાધિ અંધારૂં વિંટાવાથી જડતા, એમ વિવિધ દશા બતાવી છે. જડતા થયા પછી મરણ થવાનો ભય રહે છે, માટે પોતે પોતાની પ્રિયાને દીલાસો દે છે, કે મને જીવાડવો હોય તો ઉતાવળ કરીને મને મળ. પેહેલી બે લીટીમાં ઘણા ઉત્પેક્ષાલંકારની સંસૃષ્ટિ છે.

( ચોતરફ જોઇને નિરાશ થતો ) માલતી તે ક્યાંથી હોય ! ( બોરસળીની માલાને જોતો ) અરે મારી પ્યારીની વ્હાલી બકુલ-માલા ! તેં બહુ ઉપકાર કર્યા છે માટે તું ભલે આવી.

**मंदाक्रान्ता.**

જ્યારે જ્યારે, પ્રિયસખિ ! અનિવાર્ય, ને ના ખમાય,
એવી દાહવ્યથનથી ભુંડી, કામપીડા જણાય;
ત્યારે ત્યારે કમલનયની તુજને ભેટી ભેટી,
મુને ભેટી ગણીં મનસિપે, જીવ રે'તી નિભાવી. ૪૫[1]

( કરૂણાથી નિહાળતો, )

**वसंततिलका.**

આનંદમિશ્ર—મદન જવરને વધારે,—
ગાઢપ્રીતિ—રસ ભર્યું,—પ્રીતિ જે બતાવે,—
એ આવવું જવું વિચારી ઘણો મુઝાઊં,
મુગ્ધાક્ષીને મુજ, ગળે બહુવાર, તારૂં. ૪૬[2]

(એમ કેહેતો માલાને પોતાના હૈયાઉપર મુકી મુર્છા પામી જાય છે.)

**मक.**—(પાસે જઇને પવન નાંખતો) મિત્ર ! હોશિયાર થઈ જા.

**माघ.**—(શુદ્ધિ આણીને) મકરન્દ ! માલતીની પ્યારી આ બકુલમાલા કોણ જાણે ક્યાંથી આવી પડી છે તે તું નથી દેખતો શું ? ત્યારે એ ક્યાંથી આવી હશે વારૂં ?

**मक.**—મિત્ર ! માલતીનું આ ચિન્હ આણનારાં આ યોગીશ્વરી છે.

---

૧ પ્રિયસખિ !—બોરસળીની માલાનું સંબોધન છે દાહવ્યથન વ૦= દાહને—બળવાને—લીધે જે વ્યથન—પીડા—થાય તેથી ભુંડી. કમલનયની =માલતી. તાત્પર્યાર્થ એવો છે, કે હવે એ તારાવિના શી રીતે જીવી શકશે.

૨ માલાને નિહાળતો નિહાળતો આ શ્લોક માધવ બોલે છે. મુગ્ધા-ક્ષીને ગળે તેમજ મારે ગળે, ઉપર કહેલાં વિશેષણ યુક્ત, તારૂં આવવું જવું વિચારીને હું હવે દુઃખી થાઊં છું. એકેકના હાસ્યવિનોદ તથા ક્રીડા અને વિહારના પ્રસંગે વારંવાર એકેકના ગળામાં માલા પેહેરાવવી, વળી કાઢી લેવી એ પ્રકારનું આવવું જવું વિચારીને હું મુઝાઊં છું.

**माध.**—[ જોઈને કરૂણાયુક્ત રીતે હાથ જોડી ] આર્યે ! મારી પ્રિયા જીવે છે કે નહિં તે મને કૃપા કરીને કહો.

**सौदा.**—પુત્ર ! ધીરજ રાખ. એ કલ્યાણી જીવે છે.

**मक–माध.**—( સાસ ભર્યા, ધડકતે હૈયે) આર્યે ! જો એમજ હોય તો આ બધું શું થઇ ગયું તે કહો.

**सौदा.**—પેહેલાં કરાલાના મંદિરમાં માલતીનું બલિદાન આપવાને હાથમાં તરવાર ઝાલી ઉભેલા અઘોરઘંટને માધવે મારી નાંખ્યો હતો.

**माध.**—(ખેદ પામતો) આર્યે ! એટલુંજ બસ છે; બાકીની વાત હું સમજ્યો.

**मक.**—મિત્ર ! શું ?

**माध.**—બીજું શું ? કપાલકુંડલાએ પ્રતિજ્ઞા કરેલી.

**मक.**—આર્યે ! એમજ કે !

**सौदा.**—હા, એ પુત્ર જેમ સમજ્યો છે તેમજ,

**मक.**—અરેરે !

**वसंततिलका.**

જો શોભતી શરદના શશીકેરી જ્યોત્સ્ના,
ખીલે કુમુદપર તો ઠીક થાય શોભા,
એ છો રહ્યું, રૂડું થયું, પણ આ થયું શું !
આવી અકાળ ઘન વાદળ છાઇ બેઠું ! ! ૪૭[1]

**माध.**—અહો પ્રિયે માલતિ ! અતિભયંકર કષ્ટ તેં વેઠયું.

**आर्या.**

કયમ થયું હરિ ગઈ જ્યારે, કમલમુખિ ! કપાલકુંડલા તુજને,
ગ્રહણ શમે જ્યમ કેતુ, કલા શશિની સારી ગળી જાયે. ૪૮[2]

ભગવતિ ! કપાલકુંડલે !

---

૧ જ્યોત્સ્ના—ચંદ્રનું અજવાળું. અહીં જ્યોત્સ્ના—માલતી, —કુમુદ માધવ, અને વાદળ—કપાલકુંડલા એ અર્થથી તુલ્યાર્થે તુલ્યાર્થ ઘડનારી પંચમ પ્રકારની અપ્રસ્તુતપ્રશંસા થઇ. આ અલંકાર સારૂ જુઓ પાનું ૮૨ નોટ ૧. ૨ અલંકાર ઉપમા છે.

वसंततिलका.

એ રુપને ઘટિત આદર લાડ ઝાઝાં,
મા રાક્ષસી તું બન, કુશલકારિણી થા;
દીપે સુગંધિ ફુલ તે નિપજ્યુંજ ત્યાંથી,
માથે મુકયું, ન મુશલે કર્યું ધુળધાણી. ૪૯[1]

सौदा.—પુત્ર! ફીકર મા કર.

अनुष्टुप्.

પાપ એણે કીધું હોત અતિશે ક્રૂરતા ભર્યું,
હોત જો ત્યાં નહિં પાસે, કાર્યે એના વિરૂદ્ધ હું. ૫૦

बन्ने.—( નમન કરતા ) આર્યાની અમારા ઉપર મોટી કૃપા થઈ.
ત્યારે તમે આવાં અમારાં ભાગ્ય ક્યાંથી તે કહો.

सौदा.—એ વાત તમારી અજાણી નહિ રહે. [ઉભી થઇને] હવે હું,

अनुष्टुप्.

ગુરૂસેવા અને તન્ત્રે, મન્ત્રે, યોગે, તપે, થઇ,
સિદ્ધિ આક્ષેપિણી સાધું, તમોને હિતકારિણી. ૫૧[2]

( એમ કહી માધવને લેઇ ચાલતી થઈ. )

मक.—આશ્ચર્ય ! આશ્ચર્ય કે,

---

૧ કપાલકુંડલાએ માલતીને મારી હશે એમ માની માધવ "સ્ત્રી તથા બાલકને મારવાં નહિં" એ આદેશનું ભાન કરાવતે ટપકો દે છે. આ પ્રમાણે એ કપાલકુંડલાને કેહે છે, કે એવા સુંદર શરીરને તો લાડ લડાવવાં ઘટે તેને તું રાક્ષસી બનીને મારીશ નહિં. અલંકાર પ્રતિવસ્તુપમા છે. જ્યાં એકનાએક સામાન્યધર્મને ( ઉપમાનોપમેયના ) બે વાક્યમાં જુદે જુદે રૂપે મુકયો હોય તે પ્રતિઉસ્તૂપમા. (મમ્મટ). અહિંયાં "ઘટિત આદર લાડ ઝાઝાં" એ ધર્મ, પુનરૂક્તિનો દોષ ન આવે માટે, "માથે મુકયું" એ શબ્દોથી પુનરપિ અન્ય વાક્યમાં જણાવ્યો છે.

૨ પ્રથમ પંક્તિમાં કહેલાં સાધનથી પ્રાપ્ત થયેલી સિદ્ધિ, આક્ષેપિણી—એક ઠામથી બીજે ઠામ ખેંચી જનારી. આ સિદ્ધિ તમને હિત કરનારી—માલતીનો મેલાપ કરાવનારી—છે માટે તે સિદ્ધિ હું સાધુંછું.

**मालिनी.**

તિમિર વિજળી ભેળાં આવી વિકાળ ભાસે,
કરી નયન નકામાં, તર્ત વ્યાપી વિરામે;
( નિહાળીને ભય પામતો, )
કયમ નથી મુજ પ્યારો ? શું થયું ?(વિચારીને)શું બોજું છે?
બહુ બહુ મહિમાથી મોટી યોગીશ્વરી છે.	૫૨[1]

(વિચારતો) પણ આ તે સારૂં હશે કે નરતું તે મને સુજતું નથી. વળી,

**वसन्ततिलका.**

પ્હેલાંની વાત બહુ વિસ્મયથી ન સુઝે,—
ને આવતા ભયતણા જ્વરનાથી ધ્રૂજે,—
એક ક્ષણે જહિં તુટે, વળી મોહ વાધે,—
આનંદ-શોકથકી ચિત્રિત ચિત્ત ભાસે.	૫૩[2]

તેથી આ ગહન વનમાં આપણાં બંધુ સાથે ફરતાં ભગવતીને ખોળી કાઢીને આ વૃત્તાન્ત નિવેદન કરૂં.	(એમ કહી જાય છે.)

**॥ इति सौदामिनी दर्शनो नाम नवमोऽङ्कः समाप्तः**

---

૧ કલ્પિત વાર્તામાં ઘણીવાર સાંભળ્યું છે કે મન્ત્રસાધનારા વગેરે યોગીઓ જતાં આવતાં ભડકા વગેરે કરી બતાવે છે. તેમજ યોગિની—સૈદામિની—ના જવાના પ્રસંગે બધુ અંધારૂં થયેલું અને તેમાં વિજળીના ચમકારા મચી રહેલા. આ બધુ તેના ગયા પછી મટી ગયેલું. આ પ્રસગે મકરન્દે માધવને ન દિઠો ત્યારે નીચેની બે પંક્તિમાંના પ્રશ્ન અને નિર્ણય ઉપજ્યાં છે. મોટા મહિમાવાળી યોગીશ્વરી એને લેઇ ગઇ છે. પછી મકરન્દ સંશય આણી કહે છે કે આ લઇ જવું તે સારાને માટે થયુ હશે કે કપાલકુંડલાની પેઠે નઠારાને માટે.

૨ ઝાઝા વિસ્મયથી સ્તબ્ધ થયેલું માટે પ્રથમનો વૃત્તાન્ત—માલતીના હરણનો—યાદ ન આવે, માટે આનંદ,—પછી માધવ મરી જશે એવા ભયના તાવથી ધ્રૂજતું, એટલે શોક,—માલતી મળી માટે મોહ—મૂર્છા—તુટેલી, ને વળી માધવ ખોવાયો માટે મૂર્છા વધેલી. આવા આવા જુદા જુદા ભાવને લીધે ચિત્ત ચિત્રિત છે.

# मालतीमाधव.

## दशमोऽङ्कः

( કામન્દકી, લવંગિકા, અને મદયન્તિકા પ્રવેશ કરે છે. )

**કામ.**—(કરૂણાયુક્ત રૂદન કરતી) હે પુત્રિ માલતિ ! મારા ખોળાને શોભાવનારી ક્યાં છે તું ! મને પ્રતિઉત્તર આપ.

**वसन्ततिलका.**

તું જન્મી ત્યારથી પળેપળ રમ્ય દિસે,
ચેષ્ટા વિધિવિધિતણી તુજ તે બધીએ,—
કાલા અને મધુર બોલ,--હવે વિચારૂં,
કાયા બળે, ચિત ચીરાઇ જતું બિચારૂં. ૧

વળી હે પુત્રિ !

**मालिनी.**

નિત નિમવિણ રૂવે, ને હસે, તેથી શોભે,—
જહીં દશનકલિનાં કુમળાં અગ્ર શોભે,—
તુટિ, ફુટિ, અખડાતા, બોલતું બોલ કાલા,—
વદનકમલ નાનું, સાંભરે તારૂં બાલા ! ૨

**બીજાં બધાં.**—(રડતાં) હે પ્રસન્નમુખચન્દ્રથી શોભાયમાન પ્રિયસખિ! તું કયાં ગઇ છે ? અથવા શિરીષના ફુલ જેવા સુકુમાર તારા એકલીનાજ શરીરનો દુષ્ટ દૈવની ચેષ્ટાને લીધે શો પરિણામ થયો છે ! ! મહાભાગ માધવ ! તમારે પણ આ સંસારમાં આનન્દ--મહોત્સવનું સુખ પ્રથમ પ્રાપ્ત થઇને પછી અસ્ત પામ્યું !

**કામ.**—(વિશેષે ખેદ પામતી) રે બાળકો !

**गीति.**

નવિન--પ્રેમરસ--ભીની કૌતુક કરતી તમારી આ પ્રીત્ત,
લવલી--લવંગ જેવી, દૈવમહાવાયુએ હણી દીધી. ૩[1]

---

૧ કૌતુક=આશ્ચર્ય; સર્વને આશ્ચર્ય ઉપજાવતી. લવલી—વેલી છે.

**लव.**—(ઉદ્વેગથી) નિરાશ થઈ ગયેલા, વજ્રમય, મારા હૃદય! તું રાક્ષસ જેવું દીસે છે!![1] (એમ કેહેતી કેહેતી, છાતી કુટતી પડે છે).

**मद.**—લવંગિકા! એક ક્ષણવાર તો ધીરજ ધાર.

**लव.**—શું કરૂં બેહેન, દૃઢ વજ્રના લેપથી જડીને નિશ્ચલ કરી નાંખ્યો હોય એમ મારો જીવ મને તજીને જતો નથી.

**काम.**—તારા જન્મકાળથીજ, પુત્રિ માલતિ! આ લવંગિકા તો તને વ્હાલી છે. ત્યારે મરવાની અણીપર આવેલી એ બિચારીના ઉપર તને દયા કેમ નથી આવતી? કેમકે,

**अनुष्टुप्**

ઉજલા લોકવાળી! તેં તજેલી સ્નેહવાળી આ,
કાળે મ્હોંએ ન શોભંતી, વાટ જ્યોતિવિના યથા.　　૪[2]

વળી કામન્દકીને પણ હે કલ્યાણિ! કેમ તજી જાય છે? અરે નિર્દય! મારાં ચીવરની હુંફેજ તું ઉછરીને મોટી થઈ છે, વળી સુમુખિ!

**मंदाक्रान्ता.**

છાંડયું જ્યારે સ્તનપય, પછી દાંતની પૂતળીશી
ખેલાવીને, વિનય શિખવી, તુજને મેં ઉછેરી;

---

લવંગ—વૃક્ષ છે. લવંગની પાછળ લવલી-લતા વિંટાય છે, ને તેમને, પરણેલા જોડા સાથે વારંવાર સરખાવાય છે. ઇંગ્રેજ કવિયો "વાઇન" તથા "એલ્મ" નામનાં લતા અને વૃક્ષનો સંગમ વર્ણવે છે.

૧ અર્થાત્ નીકળીને ફાટી પડતું નથી.

૨ આ શ્લોકમાં અલંકાર ઉપમા છે. સાધારણ ધર્મ શ્લેષથી બનાવ્યો છે. માલતીએ છાંડેલી લવંગિકા શોભતી નથી. માલતી—જ્યોતિ (દીવાની જ્યોતિ),–લવંગિકા–દીવાની વાટ; જેમ દીવાની જ્યોત વિના વાટ, કાળે મ્હોંએ (હોલાઇ જવાને લીધે) સ્નેહવાળી (તેલવાળી) છતાં પણ, ઉજ્વલાલોકવાળીએ (ઉજળા તેજવાળી, જ્યોતિએ) તજવાથી શોભતી નથી, તેમ, લવંગિકા, ઉજ્વલાલોકવાળી (ઉજળી કાન્તિવાળી) માલતીએ તજાયલી હોવાથી, સ્નેહવાળી—પ્રેમભરી–છતાં પણ, કાળે મ્હોંએ (સખી માલતીના વિયોગે કાળામ્હોંવાળી) શોભતી નથી.

આણી આપ્યો ગુણી વર તને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ તે મેં,
તેથી તારૂં મુજપર, ઘણું માથકી, હેત શોભે. ૫[1]
(સખેદ) ચંદ્રમુખિ! હવે સૌ હું નિરાશ થઇ ગઈ છું.

वंशस्थ.

નિમિત્તવિના હસતું દીપે મુખ,–
ભર્યા કપાળે બહુ શ્વેતસર્ષપ,–
ઉછંગમાં પોઢી, ધીમેથી ધાવતો,–
અભાગણીએ તવ પુત્ર ના દિઠો. ૬[2]

**लव.**—ભગવતિ! મારાઉપર કૃપા કરો. હવે મારાથી મારા જીવનો ભાર વેઠાતો નથી, માટે હું આ પર્વતના શિખર ઉપરથી પડતું મુકીને મુક્ત થઇશ. આવતા જન્મમાં પણ પ્રિયસખીને દેખી શકું એવી તમે આશિષ્ દે.

**काम.**—અરે લવંગિકા! પુત્રીનો વિયોગ થયા પછી કામન્દકી પણ વધારે વાર જીવનાર નથીજ. આપણું બન્નેનું આ દુઃખ સમાનજછે.

अनुष्टुप्.

યોગ જો કર્મના યોગે ન થાયે તો રહ્યો ભલે,
તોયે પ્રાણ તજ્યાકેરૂં ફલતો તાપ-શાન્તિ છે. ૭[3]

**लव.**—જેવી તમારી આજ્ઞા. (ઉઠે છે.)

**काम.**—(દયાથી જોતી) પુત્રિ! મદયન્તિકા!

---

૧ તેથી તારો પ્રેમ તારી માતા કરતાં મારાઉપર વિશેષ હોવો ઘટે. દાંતની પૂતળી—હાથીદાંતની પૂતળી.

૨ ભર્યા કપાળે વ૦—જેને કપાળે ધોળા સરસવ ચોટાડેલા છે. આ શુભ મંગલની નીશાની છે.

૩ કોઇ કર્મને લીધે, મુવા પછીથી પણ, આવતા જન્મમાં યોગ—સમાગમ—ન થાય તો ચાલ્યું, પણ મરવાનું તાત્કાલિક ફલ તો એટલુંજ છે કે તાપની—દુઃખના પરિતાપની—શાન્તિ થાય.

**मद**.—શી આજ્ઞા છે? આગળ થા એવી? તત્પરજ છું ને.

**लव**.—સખિ! કૃપા કરીને તારા આત્માને કાઢી નાંખતી અટક; અને મને ભુલીશ મા.[1]

**मद**.—(કોપથી) ચાલ, ચાલ, હું કંઈ તારી વેચાણુ નથી,

**काम**.—અરે રે! આ બિચારી તો નિર્ણય કરી બેઠી,

**मद**.—(મનમાં) નાથ મકરન્દ! તમને વન્દન કરૂં છું.

**लव**.—ભગવતિ! મધુમતીના પ્રવાહથી વિંટાયલા, પવિત્ર કટિભાગવાળા, પર્વતનું શિખર આ રહ્યું.

**काम**.—આપણા પ્રસ્તુતમાં હવે વિઘ્ન ન જોઇએ.(સર્વે પડવા જાયછે.)

(નેપથ્યમાં) આશ્ચર્ય! આશ્ચર્ય!

**मालिनी.**

તિમિર વિજળી ભેળાં આવી વિકાળ ભાસે,
કરી નયન નકામાં, તર્ત વ્યાપી વિરામે;

**काम**.—(જોઇને, વિસ્મય તથા હર્ષથી)

કહિં થકી મુજ આવ્યો પુત્ર શું?

**मक**.—(પ્રવેશ કરીને)............................શું બીજું છે?

બહુ બહુ મહિમાથી મોટી યોગીશ્વરી છે.　૮[2]

(નેપથ્થમાં) આટલા બધા લોકનાં ટોળાં કયમ ભેગાં મળ્યાંછે!!

**वसंततिलका.**

સુણી વિપત્તિ બહુ પુત્રોની, ચિત્ત ઉઠયું
સંસાર-કાર્યથકી ને જીવવું ન રૂચ્યું;

---

૧ હું તારા પેહેલી મરવાને તત્પર છું માટે મારા પ્રણામ લે એવું લવંગિકા કહે છે ને તેથીજ કોપાયમાન થઇને મદયન્તિકા કહે છે કે હું તારી વેચાણુ નથી જે તારા પછી મરૂં—હું તો તારા પેહેલી મરીશજ.

૨ નવમા અંકમાં જેવા બનાવ સાથે સૌદામિની માધવને ઉપાડી ગઇ હતી તેવાજ બનાવથી આ ઠામે સૌદામિની પ્રવેશ કરે છે. માધવ તથા માલતીને લઇને સૌદામિની આવતી હતી તેવામાં ભૂરિવસુ અગ્નિમાં બળી મરે છે એમ સાંભળીને તે તેને સહાય થવા ગઇ. આ પ્રસંગનો આ બનાવ મકરન્દે દિઠેલો માટે તેણે કહ્યું કે "બહુ બહુ મહિમાથી" વગેરે.

અગ્નિવિષે પતનકાજ, સુવર્ણબિન્દુ.
પાસે જતા ભૂરિવસુ, ભમ્યું મોત સૌનું. ૯[1]

**મદ.—લવ.**—માલતીમાધવના દર્શનરૂપ અભ્યુદય પણ એક પલકમાં થયો ને તેજ ક્ષણે પાછું દુઃખ પણ આવી ઉભું.

**કામ.—મક.**—અહો આપણું સદ્‌ભાગ્ય ! અરેરે ધિક્કાર છે ધિક્કાર આશ્ચર્ય ! આશ્ચર્ય !

**गीति.**

પાનાં ખર્જૂતણાં શું ચંદનરસની સમેત વરસે છે ?
મિશ્ર વન્હિ-તનખાથી ઘન વાદળવિણ સુધાવૃષ્ટિ શું છે? ૧૦
જીવન-ઔષધિ વિષ, ને તેજ તિમિર તે મિશ્ર થયાં સર્વ.
શશિ-કર વજ્રની ભેળાં તે સહુ આજે સમાન વિધિ કરી દે ૧૧[2]

(નેપથ્યમાં) હે પિતા ! અટકો, ઉભા રહો. હું તમારા વદનકમલનું દર્શન કરવાને આતુર છું. લોકાલોકાચલ–મધ્યેના સસદ્વીપમાં પ્રખ્યાત તથા નિર્મલ કુલના એકજ મંગલપ્રદીપરૂપ તમારા આત્માને શું મારે વાસ્તે તજવા જાઓ છો !! મેં તો મારી દુષ્ટ બુદ્ધિથી એમ ધાર્યું હતું કે તમે બહુ નિર્દય છો.

**काम.**—રે પુત્રિ ! **गीति.**

જન્મ ફરી જયમ પામી, જ્યાંત્યાં કરતાં મળી તું, ત્યાં આવો
અનર્થ આ ઉભો છે, ગળવા શશીની કલા રાહુ જેવો. ૧૨[3]

**બાકીનાં બધાં.**—અહો પ્રિયસખિ !

(પછી મૂર્છા પામેલી માલતીને લઇને માધવ પ્રવેશ કરેછે.)

**માધ.**—અરેરે! **इंद्रवज्रा.**

આ છુટી જ્યાં ત્યાં પરહસ્તમાંથી,
આવી પડી સંકટમાં ફરીથી;

---

૧ સુવર્ણબિંદુ એ એક મહાદેવનું નામ છે. તે દેવળપાસે ભૂરિવસુ બળી મરવા જાય છે. ને તેમ થવાથી સર્વ આપણે પણ હવે મુઆજ સમજવા

૨ આ શ્લોકમાં ઇષ્ટ અને અનિષ્ટ બન્ને કાર્ય ભેગાં વર્ણવ્યાં છે. માલતી મળી એરૂપી કાર્ય ઇષ્ટ છે ને ભૂરિવસુના મરણરૂપી અનિષ્ટ છે.

૩ પહેલી પંક્તિમાં ઉત્પ્રેક્ષા ને બીજીમાં ઉપમા અલંકાર છે.

તૈયાર દેવા ફળ હોય દૈવ,
તો દ્વાર તેનાં ન કરાય બંધ. ૧૩

**मक.**—(એકદમ આગળ આવીને, માધવ પ્રતિ) મિત્ર! પેલાં યોગિની ક્યાં ગયાં?

**माध.**— गीति.

શ્રીપર્વતથી અહીં હું આવ્યો સત્વર ઉડી એનો સાથે
દયાળુ વનચરકેરૂં વચન સાંભળ્યું ત્યાંથી ન દીસતાં એ. ૧૪[1]

**काम.**—**मक.**—(આદરસહિત આકાશ તરફ જોઈ) મહાભાગે! અમારૂં ફરીથી રક્ષણ કરો. શા માટે અંતર્ધાન થયાં છો?

**लव.**—**मद.**–અલી માલતિ? કહું છું બેન માલતિ! (કાંપતી) ભગવતિ! દીર્ઘ કાલથી રૂંધાઇ ગયેલા શ્વાસને લીધે સ્તબ્ધ થયેલા એના હૃદયનું રક્ષણ કરો. અરે અમાત્ય! રે પ્રિય સખિ! તમે અન્યોન્યના નાશનું કારણ થઇ પડયાં.

**काम.**—રે પુત્રિ માલતિ!

**माध.**—અહો પ્રિયે!

**मक.**—હે પ્રિયસખિ! (બધાંને મૂર્છા આવી જઇને પાછી શુદ્ધિ આવે છે.)[2]

**काम.**—(ઊંચે જોઇને) આ ચીરાઇ જતા વાદળમાંથી એકદમ પડેલું પાણીનું ઝાપટું આપણને આનંદ ઉપજાવે છે એ શું?

**माध,**—(ઉછળતે હૈયે) અહો! માલતીને શુદ્ધિ આવી. તેથી એના

हरिणी.

હૃદય ઉપરે, ઊંડા શ્વાસે, પયોધર ઉછળે;
પ્રીતિભર રૂડાં ચક્ષુ એનાં હતાં ત્યમ સ્થિર છે;
પછીથી મુખડું, મૂર્છા જાતાં, પ્રસન્ન દીસે ઘણું,
દિવસ ઉગતાં, કાન્તિવાળું સુપદ્મ યથા થયું. ૧૫[3]

---

૧ વનચરનું વચન જુવા શ્લોક ૯ મામાં તથા ૮ મા શ્લોક ઉપરની નોટ વાંચો.

૨ આ પ્રમાણે સૌદામિની પોતાનો પ્રવેશ સુચવે છે; પછીથી જે વર્ષાદ થાય છે તેપણ એના આવ્યાનુંજ ચિન્હ છે.

૩ પયોધર—પયસ્(દુધ)ને ધરનાર—સ્તન, સુપદ્મ—સુ(સારૂં)પદ્મ(કમલ)

(નેપથ્યમાં) द्रुतविलंबित.

ન ગણીયા જરીએ નૃપ—નન્દન
ચરણનું કરતા અભિવન્દન;
અગનિમાં ન પડયો મુજ વેણુથી,
ભૂરિવસુ બહુ વિસ્મિત ને ખુશી. ૧૬

**माध.—मक.**-(આકાશ તરફ જોઇ, હરખાતા) ભગવતિ! સદ્દભાગ્યની વધામણી કે,

गीति.

આકાશથી યોગિનીઓ, વાદળ ચીરી વિખેરતી આવે,
જેનાં વચનામૃતની વૃષ્ટિ જલધર-વૃષાથી ઉત્તમ છે. ૧૭

**काम.**—બહુ સારૂં થયું.

**माल.**—સદ્દભાગ્યે મારામાં ફરીથી જીવ આવ્યો.

**काम.**—(આંખમાં આંસુ સાથે, સહર્ષ) આવ, આવ, પુત્રિ માલતિ!

**माल.**—કોણ, ભગવતી ! !( (એમ કહી પગે પડે છે.)

**काम.**—(ઉઠાડીને આલિંગન કરતાં મસ્તક ઉપર ચુંબન કરી)

वसन्ततिलका.

જીવાડ તું પ્રિતમને જીવી નિજ જાતે,
તારાં જીવો સ્વજન મિત્ર સગાં બધાંએ;
ઠંડાં શકે હિમવડે તુજ અંગનાથી
જીવાડ પ્યારી સખીને, મુજને, સુપુત્રિ ! ૧૮

**माध.**—વયસ્ય મકરન્દ ! હવે માધવ આ સંસારમાં જીવી શકશે.

**मक.**—(સહર્ષ) સત્ય છે.

**मद.-लव.**—મનોરથમાં પણ જેના દર્શનની આશા ન રાખેલી એવી પ્રિયસખિ ! અમને ભેટીને મળ.

**माल.**—આ આવી, પ્રિયસખીઓ ! (એમ કહી ભેટે છે.)

**काम.**—પુત્રો ! આ શું થયું ?

**माध.-मक.**—ભગવતિ !

### अनुष्टुप.

કપાલકુંડલા કોપી, દુષ્ટાચારે કર્યા દુખી,
ઉગાર્યા તે વિપત્તિથી, આર્યાએ બહુ યત્નથી.　　૧૯[1]

**काम.**—શું અઘોરઘંટને હણવામાંથી આટલું થયું ?

**मद.–लव.**—અહો ! આશ્ચર્ય કે, વારંવાર ક્રૂર ભાવ દાખવતા વિધિનો પણ આવો રમણીય પરિણામ થયો.

(પ્રવેશ કરીને)–**सौदामिनी**–( પાસે જઇ ) ભગવતિ કામન્દકિ ! આ તમારી દીર્ઘકાલ પૂર્વેની શિષ્ય તમને અભિવંદન કરે છે.

**काम.**—અહો ! આ તો ભદ્રા સૌદામિની.

**माध.–मक.**–(સવિસ્મય) ભગવતીને પક્ષપાત ઉત્પન્ન[2] કરનારાં એમનાં પ્રથમનાં શિષ્ય સૌદામિની તે આજ કે ! ત્યારે તો હવે બધુંએ સમજાયું.

**काम.**—

### वसंततिलका:

ઝાઝાં જીવાડી જન, તેં કીધ પુણ્યરાશિ,
તું આવ આમ, મળી કાળ ઘણા પછીથી.
તોષ્યું, તથાપિ કર ભેટી સુખી શરીર,
તારે ન, સૌહૃદનિધે ! નમવું ઘટિત.　　૨૦[3]

વળી જેને પ્રાપ્ત કરવાની મનમાં ઉમેદ થાય એવી ઉત્કૃષ્ટ સિદ્ધિ ધારણ કરનારી !

### वसंततिलका.

આ, બોધિસત્વથી ચઢે શુભકાર્ય તારૂં,
તેથી બધા જગતમાં થઇ વન્દ્ય છે તું;
આ, તુજ ચેષ્ટિત–તરૂતણું બીજ પ્હેલાં
રોપાયલું પરિચયે, ફલ દેતું હાવાં.　　૨૧[4]

---

૧ આર્યા–સૌદામિની.　૨ પોતાના ગુણવડે કરીને ભગવતીના અંતઃકરણમાં પોતાના તરફ પક્ષપાત કરાવનાર.　૩ પુણ્યરાશિ–પુણ્યનો ઢગલો. સૌહૃદનિધે–હે સૌહૃદ નિધિ–સૌ–(સુહૃદનું–મિત્રનું, ગુણ વગેરે) ની નિધિ (ભંડાર)–મૈત્રીને યોગ્ય ગુણાદિકનો ભંડાર. ૪ બોધિસત્વ–જીમૂતવાહનાદિક બૌદ્ધમતના મહાપ્રતાપી તથા પુણ્યશાલી સાધુઓને એ નામ આપેલું છે. આ તુજ ચેષ્ટિત વ૦–આવી તારી ચેષ્ટાનું બીજ આપણા પૂર્વેના પરિચયના પ્રસંગે રોપાયલું હતું અને તે બીજમાંથી થયેલા મૈત્રીના વૃક્ષનાં આ બધાં ફળ આજ મળ્યાં. તાત્પર્ય કે તને મેં કરેલા ઉપકારનો બદલો તેં પણ ઠીક વાળ્યો.

**मद.-लव.**--આજ આર્યા સૌદામિની કે ?

**माल.**--હા. ભગવતીની સાથેના સંબંધને લીધે, એ મારો પક્ષપાત કરી, કપાલકુંડલાને ધમકાવીને કાઢીને, મને પોતાને ઘેર લેઇ ગયાં ત્યાં ભગવતીના જેટલોજ સ્નેહભાવ બતાવી એમણે મારી આશ્વાસના કરી. વળી બકુલમાલારૂપ ચિન્હ હાથમાં ધારણ કરી, અહીંયાં આવીને તમને સર્વેને પણ એમણેજ ઉગાર્યા.

**मद.-लव.**--આ નાનાં ભગવતીએ આપણાઉપર મોટો ઉપકાર કર્યો

**माध.-मक.**--અહો ! આશ્ચર્ય કે,

### अनुष्टुप्.

મહા ચિંતામણિ તેએ, વાટ ઇચ્છાતણી જુએ,
કર્યું આશ્ચર્ય આર્યાએ, ચિન્તવ્યા વિણ આ સમે. ૨૨[1]

**सौदा.**--(મનમાં) આમની આટલી બધી સુજનતા મને લજવેછે.[2] (પ્રકાશ) ભગવતિ! આનંદ પામતા નન્દનના કહ્યાથી પદ્માવતીના અધિપતિએ આ પત્ર ભૂરિવસુની સમક્ષજ લખીને ચિરંજીવી માધવના ઉપર મોકલ્યો છે. (પત્ર આપે છે.)

**काम.**--(લેઇને વાંચે છે) તમારૂં કલ્યાણ થાઓ. પરમેશ્વર આ પ્રમાણે આજ્ઞા કરે છે કે,

### शार्दूलविक्रीडित.

સારો આચરણે, ગુણી, કુલીન, તું છુટયો વિપત્તિથકી,
એવા પૂજ્ય જમાઇની ઉપર હું ઝાઝો થયો છું ખુશી,
તેથી આ મદયન્તિકા તવ હવે પ્રીત્યર્થ, સન્મિત્રને
લાધેલી પ્રથમાનુરાગથકી તે આ આપીએ સૌ અમે. ૨૩

(માધવના સામું જોઈને,) પુત્ર ! સાંભળ.

---

૧ ચિંતામણિ નામનો મણિ થાય છે. તે મણિ જેટલી ઇચ્છા થાય તેટલી સંપાદન કરી આપે છે. આ મણિ પાસે કાર્ય કરાવવાને ઇચ્છાનો શ્રમ પણ કરવો પડે છે, પણ આ આર્યા સૌદામિનીએ તો તે શ્રમવિનાજ આવું આશ્ચર્યકારક કામ કરી આપ્યુ.

૨ અર્થાત્ એમના સારા સ્વભાવથી એ બધાં મારાં વખાણ કરે છે તેથી હું શરમાઉં છું.

**માધ.**—સાંભળ્યું. હું હવે સર્વ રીતે કૃતાર્થ થયો.

**માલ.**—સદ્‌ભાગ્યે હૃદયમાંથી શંકાનો કાંટો હવે નીકળી ગયો.[1]

**લવ.**—હવે શ્રીમાધવ તથા માલતીના સર્વે મનોરથ પરિપૂર્ણ થયા.

**મક.**—(સામે જોઇને) અહો ! અવલોકિતા અને બુદ્ધરક્ષિતા પણ કલહંસકની સાથે આનંદથી નાચતાં નાચતાં આ તરફજ આવે છે.

(પછી અવલોકિતા, બુદ્ધરક્ષિતા, અને કલહંસક પ્રવેશ કરે છે; )
નાના પ્રકારનાં નૃત્ય કરી કામન્દકી પાસે જઇ વન્દન કરીને, )

**સર્વે.**—જયજય સર્વ કાર્યનાં અધિષ્ઠાતા ભગવતિ ! (માધવપ્રતિ) જયજય મકરન્દને આનંદ કરનાર માધવ પૂર્ણચન્દ્ર ! સદ્‌ભાગ્યને યોગે રૂડા દીસો છો. ( બધાં હસતાં હસતાં જુએ છે )

**લવ.**—સર્વ પ્રકારના મહોત્સવથી પરિપૂર્ણ આ અવસરે કોણ ગંમત નહિં કરે ?

**કામ.**—સત્ય છે. વારૂ આવું અદ્‌ભૂત, વિચિત્ર, રમણીય તથા ઉજ્વલ બીજું મહાપ્રકરણ[2] કહીં પણ હશે?

**સૌદા.**—વળી તેમાં વિશેષે રમણીય તો એજ છે કે ભૂરિવસુ અને દેવરાત એ બન્ને પ્રધાનોનો અન્યોન્યનાં બાલકોનો વિવાહ કરવારૂપી મનોરથ પણ દીર્ઘ કાળે સંપૂર્ણ થયો.

**માલ.**—(મનમાં) શું !!

**માધ.–મક.**—(આશ્ચર્ય પામતા) ભગવતિ![3] વસ્તુતઃ જે વાત બની ગઇ, તેના કરતાં આ તમારૂં વચન તો જુદુંજ છે.

**લવ.**—(વેગળી જઇને) ભગવતિ ![4] હવે કયમ કરવું ?

**કામ.**—(મનમાં) મદયન્તિકાનો વિવાહ મળવાથી નન્દન હવે આપણી પક્ષમાં આવ્યો છે તેથી આપણે નિઃશંક થયાં છીએ. (પ્રકાશ) પુત્રો ! વસ્તુતઃ વાત જુદી નથી. કેમકે વિદ્યાર્થી–અવસ્થામાં એ

---

૧ મારા પિતાની અદ્યાપિ આ લગ્ન કરવાની રજા હતી નહિં, તે કાંટો હવે નીકળી ગયો.

૨ પ્રકરણ–આવો વૃત્તાન્ત, આવી આપણા જેવી. દુઃખી વાર્તા. કવિ પ્રકરણ શબ્દ વાપરીને પોતાના "પ્રકરણ"ની પણ પ્રશંસા કરતો હોય એમ લાગે છે.

૩ સૌદામિની.　　　૪ કામન્દકી.

બન્નેએ મારા અને સૌદામિનીના સમક્ષ એવી પ્રતિજ્ઞા કરી હતી કે આપણે અવશ્યે કરીને અપત્યસંબંધ કરવો. અને આ પ્રમાણે કરવાથી પ્રધાન નંદનના કોપમાંથી આપણે છુટી ગયાં.

**माल.**—વાહવાહ ! ખરો ઢોંગ !

**माध.-मक.**—આશ્ચર્યની વાત છે!! મનનો હેતુ ગુપ્ત રાખતી, મહાજનની કલ્યાણકારી રાજ્યનીતિઓ અતિપ્રબલ હોય છે !

**काम.**—પુત્ર ! **शार्दूलविक्रीडित.**

આયુષ્માન ! તમારૂં સુખ પુરવે ઇચ્છાવિષે જે હતું,
તે, પુણ્યે મુજ યુક્તિઓથકા ફળ્યું; ને શિષ્ય મારાંતણું
સર્વે કષ્ટ ફળ્યું; સમાગમ થયો કાન્તા સહે મિત્રનો;
રાજા નંદન બે થયા ખુશી; બીજું શું પ્રિય સાધું કહો? ૨૪

**माध.**—(સહર્ષ) ભગવતિ ! આથી વધારે પ્રિયકર તે બીજું શું હશે ! ! તથાપિ ભગવતિના ! ચરણની કૃપાથી આટલું તો થાઓ કે,

**शार्दूलविक्रीडित.**

નિત્યે પાપવિમુકત સંત સઘળા સત્કાર્ય સાધી રહો;
રાજા રાજ્યનીતિ ગ્રહી ધરણીને નિત્યે પ્રીતે પાળજો;
ઝાઝા પુણ્યથી, મેઘ વૃષ્ટિ કરતા સૌ યોગ્યકાળે થજો;
ટાઢામીઠી સગાં સુમિત્રશું કરી, આનંદિ લોકો હજો.

**काम.**—તથાસ્તુ. ( એમ કહી સર્વે જાય છે. )

॥ इति दशमोऽङ्कः समाप्तः ॥


॥ इति मालतीमाधवं नाम प्रकरणं समाप्तम् ॥